જગાઓ કઈ? સાધુઓએ કહ્યું કે અમે ધામ બતાવીએ તો તમે ત્યાં જાઓ ને પગતળે જીવજંતુ કચરાય તેનું પાપ અમને લાગે. પણ અમારા ધર્મનું એક કવિત અમે તમને શીખવીએ તે શીખો તો તે તમારા અર્થનું છે. એ કવિત પછી નીચે પ્રમાણે આપેલું છે:

અંજનશલાકા, સ્વામીનારાયણની હવેલી
કાંકરીયું સરોવર જોવું નહિ કોઈએ;
શાહઆલમ, કે શાહીબાગ ન સિધાવીએ તો,
મકરબો કે જુમામસીદ શીદ જોઈએ ?
સૂતરના સાંચા, કન્યાશાળા કે પુસ્તકશાળા,
વાવ દાદા હરિની જોતાં વખત ખોઈએ;
આવી અમદાવાદમાં એવું નહિ જોવું કશું,
સાધુ પાસે ધરમ શુણીને પાપ ધોઈએ.

એટલું જ નહિ સાધુઓ આગળ કહે છે;

સાત ગાઉ પર સરસ છે, જોવા લાયક જેહ;
વાવ અડાળજ આગળે, જશો ન જોવા તેહ.

અહીં ન જવાનું કહીને અમદાવાદનાં સ્થળો તો કહ્યાં પણ સાત ગાઉ પરના અડાળજની વાવની પણ વાત કરી, તેમ ઘણી વાર કુત્સિતવસ્તુમુગ્ધ લેખક વાસ્તવવાદને ઓઠે વાસ્તવિક જગતમાં હોય તે કરતાં પણ વધારે ખરાબ વસ્તુ વધારીને બતાવે છે. અને તે પણ કેવળ ખરાબની ખાતર ખરાબ વસ્તુ બતાવે છે—જાણે કે ‘કલા ખાતર કલા’ના સિદ્ધાન્તનું વેર વાળતો હોય નહિ !

અને કેવળ જુગુપ્સિત બતાવવામાં એક અંતર્ગત દોષ રહેલો છે. જેમ કોઈ માણસને આપણો સમાજ જોવો હોય ને તેને સમાજના નમૂના તરીકે દવાખાનું કે ફોજદારી ગુનાની કોર્ટો બતાવવી એ અસત્ય છે, તેમ સાહિત્યને જો ખરા જીવનનું પ્રતિબિંબ કરવું હોય તો તેમાં માત્ર જુગુપ્સિત વસ્તુઓ બતાવવી એ અસત્ય છે. ભાવના-વાદી સાહિત્યમાં, ભાવનાનો ઉત્કર્ષ કે વિજય બતાવવા માટે પણ

જગતનું અનિષ્ટ મૂકવાની આવશ્યકતા રહેતી હતી. પણ જુગુપ્સિત વસ્તુ બતાવવાને માટે સુંદર વસ્તુ બતાવવાની એવી કોઈ જરૂર રહેતી નથી. એટલે જુગુપ્સિત વસ્તુઓનું નિરૂપણ વધારે એકાંતિક થઈ જવાનો સંભવ છે અને એમ થાય છે. એ રીતે વાસ્તવવાદ ખોટી દિશાએ જઈ, પોતાને જ ખોટો પાડે છે.

ખરું તો આ કવિતા ખાતર કવિતા, વાસ્તવવાદ વગેરે પરસ્પર આક્ષેપ માટે સગવડવાળાં પદો છે. કોઈ બે માણસોને લેવડદેવડને અંગે તકરાર થાય, અને બન્ને માણસો ન્યાય શો છે તે જોવાની કે સમજાવવાની દરકાર કર્યા વિના જેમ પરસ્પર આક્ષેપો કરવા માંડે, એક બીજાને સામસામા કહે કે તમે વાણિયા તો આવા જ, કે તમે કાઠિયાવાડી તો આવા જ, જેમ અંગ્રેજો કહે કે તમે પૌરસ્ત્યો તો આવા જ: એમ એક માણસ બીજાની કૃતિની ટીકા કરે કે તમારી કૃતિ અશ્લીલ છે તો તેની સામે તમે 'કલા ખાતર કલા' સમજતા નથી, કે તમે નવીન વાસ્તવવાદ સમજતા નથી, એમ તૈયાર પદો ઘા કરવાને સગવડવાળાં છે. બાકી ઉપરની વાણિયાઓ કે કાઠિયાવાડીઓ વિશેની ઉક્તિઓમાં સત્યકથન કરતાં ગાળ ભાંડવાની વૃત્તિ જ વિશેષ હોય છે, તેમ આ 'કલા ખાતર કલા' કે 'વાસ્તવવાદ' વિશેના ઝગડામાં પણ મૂળ પ્રશ્નને એક બાજુ રાખી લડવાની વૃત્તિ જ હોય છે. ખરો પ્રશ્ન અમુક કૃતિ કલા છે કે નહિ એ છે. જો કલા નહિ હોય, તો કોઈ પણ વાદ તેને કલા બનાવી શકવાનો નથી. એટલા માટે જ કેટલાક અંગ્રેજ વિવેચકો આવી શબ્દજાળમાં પડવાની ના કહે છે. જેમ અખો ધર્મવાદોમાં પડવાની ના કહે છે:

ખટ દર્શનના જુજવા મતા, માંહોમાંહી ખાધા ખતા;
એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધકો ગણે;
અખા એ જ અંધારો કુવો, ઝઘડો ભાંગી કોઈ ન મુવો.

તેમ જ આ મતો કે વાદો પણ ઘણી વાર આડે રસ્તે ચઢાવનારા છે. અને આ જમાનામાં જેમ રાજ્ય–પ્રકરણમાં ખોટું ખરું

સમજીને સોશિયાલિઝમ અને કોમ્યુનિઝમની, સામાન્ય વાતચીતમાં જેમ સાઈકો-એનેલિસિસ કે માનસપૃથક્કરણશાસ્ત્રના પારિભાષિક શબ્દોની વાતો કરવાની ટેવ પડી છે તેમ જ કાવ્યચર્ચામાં કલા ખાતર કલા, વાસ્તવવાદ વગેરે શબ્દો પકડીને વાતો કરવાની ટેવ પડી છે. આવા અર્ધ સમજેલા શબ્દોની વાતો કરે છે તે કરતાં કોઈ કાવ્યને કાવ્ય તરીકે સમજે, તેનું વક્તવ્ય સમજે, અને એ વક્તવ્ય તે કવિએ કેવી રીતે પ્રગટ કરેલું છે તેની ખૂબી, આવો કોઈ પણ શબ્દ વાપર્યા વિના સ્ફુટ કરતાં શીખે, તો કાવ્યચર્ચાને અને કાવ્યના અભ્યાસીને વધારે લાભ થાય એની મને ખાત્રી છે.

આવો ત્રીજો કૂટ પ્રશ્ન પ્રગતિવાદી સાહિત્યનો છે. હમણાં પ્રગતિશીલ લેખકોનો સંઘ સ્થપાયો છે અને તેમાં ઘણા જુવાન લેખકો ભળ્યા છે તેથી આ તરફ સારું ધ્યાન ખેંચાયું છે. આ સંઘની સ્થાપના નીચે રહેલાં બળો તપાસવાથી એનું સ્વરૂપ સમજાશે. મહાન યુરોપીય યુદ્ધ પછી રશિયામાં બોલશેવિક પક્ષનો વિજય થયો અને અત્યાર સુધીના ઇતિહાસમાં નહિ થયેલી એવી રાજકીય અને સામાજિક ક્રાન્તિ થઈ. આ ક્રાન્તિએ હિંદના યુવાનોનું ખૂબ ધ્યાન ખેંચ્યું છે. આ ક્રાન્તિનાં મુખ્ય મન્તવ્યો હિંદમાં પણ થોડે ઘણે અંશે સ્વીકારાવા લાગ્યાં છે. એ આદર્શની ફિલસૂફી એ છે કે ઇતિહાસના બનાવોનું ખરું પ્રવર્તક કારણ સમાજની ભૌતિક પરિસ્થિતિ છે. એ પરિસ્થિતિ પ્રમાણે જેમ બનાવો બને છે તેમ જ એ પરિસ્થિતિ પ્રમાણે ધર્મ અને સમાજરૂઢિઓ રચાય છે. આ મત પ્રમાણે આપણી ઈશ્વરની શ્રદ્ધા, નીતિનું બંધારણ, રાજ્યબંધારણ, સામજિક બંધારણ, એ પરિસ્થિતિમાં જેમને લાભ મળતો હતો તેમણે જાણ્યે અજાણ્યે એ લાભ ટકાવી રાખવા ઉત્પન્ન કરેલાં. એનો ફલિતાર્થ એ થયો કે ધર્મ અને સમાજબંધારણ બન્નેમાં તત્ત્વતઃ કશું સત્ય નથી. ધર્મને તેમણે દુઃખી જનોને દુઃખ અને અન્યાય ભુલાવવાનો માદક પદાર્થ ગણ્યો. સમાજમાં દરેક માણસને જીવનનો

અને વિકાસ પામવાનો સરખો હક હોવો જોઈએ એમ ગણી, રાજા, અમીર ઉમરાવો, ધર્મોપદેશકો, મૂડીદારો, એ સર્વની સ્થિતિ તેમણે સમાજને દ્રોહ કરનારી ગણી. સ્ત્રીપુરૂષોનો લગ્નસંબંધ, બન્ને પક્ષે તલ્લાકના એક સરખા સંપૂર્ણ હકવાળો હોવો જોઈએ એમ ગણ્યું. સમાજની આજ સુધીની ઊંડામાં ઊંડી બે ભાવનાઓના મૂળ પર આથી આઘાત થયો. એક ધર્મની અને બીજી લગ્નસંબંધની અપૂર્વતા કે દિવ્યતા કે અલૌકિકતાની. આ બે ભાવનાઓ જ મુખ્યત્વે આજ સુધીના સાહિત્યની પ્રેરક હતી. ક્રાન્તિવાદીઓ આ ક્રાન્તિને જગતનાં બધાં વર્તમાન અનિષ્ટોનો એક જ અમોઘ ઉપાય માને છે અને તેથી ધર્મ અને મૂડીવાદ સામે ઝુંબેશ ઉઠાવે છે. પ્રગતિવાદી લેખકો પણ ધર્મ અને મૂડીવાદના વિનાશનો અને સ્ત્રીપુરુષ સંબંધની ઐહિકતા તથા સુલભ વિચ્છેદનો આદર્શ પ્રેરતા સાહિત્યને જ પ્રગતિવાદી માને છે. સાહિત્યનો એ જ આદર્શ હોવો જોઈએ એમ માને છે, એવું જ સાહિત્ય પ્રગતિશીલ છે એમ માને છે, અને એવું સાહિત્ય ઉત્પન્ન કરવાનાં પગલાં યોજવા પ્રયત્ન કરે છે.

હવે આ પ્રગતિશીલ સાહિત્યના પ્રચારમાં અનેક પ્રશ્નો ગૂંચવાયેલા છે. તેને એકે એકે ઉકેલવા પ્રયત્ન કરીએ. પ્રથમ તો એ કે જે માન્યતાઓ ઉપર પ્રગતિવાદીઓને શ્રદ્ધા છે તે માન્યતા કંઈક અંશે તત્ત્વદર્શનની છે, કંઈક અંશે સમાજશાસ્ત્રની છે, કંઈક અંશે રાજ્યપ્રકરણની છે, અને તે સર્વ ઉપરાંત આપણે માટે તો આપણી વ્યાવહારિક સ્થિતિનો પ્રશ્ન છે. આ માન્યતામાં રહેલા મુદ્દા એટલા બધા ગંભીર છે કે તેમાં બધાની સંમતિ હોઈ શકે નહિ. આ મતની તુલના કે પરીક્ષાનો આ પ્રસંગ નથી કારણકે આ માનવું કે ના માનવું એ વિવેચનનો પ્રશ્ન નથી. ઉપર કહ્યું તે તે શાસ્ત્રનો અને વ્યવહારનો છે. વિવેચનમાં તેને સ્થાન નથી.

વિવેચન સાથે આને બે રીતે સંબંધ છે. એક તો એ કે સાહિત્યસર્જકોને એમ કહી શકાય ખરું કે તમારે ઉપરની શ્રદ્ધા-

વાળું જ સાહિત્ય સર્જવું અને બીજું ન સર્જવું? અને બીજો પ્રશ્ન એ કે આવું જ સાહિત્ય સર્જવું જોઈએ એવી પ્રતિજ્ઞાથી કરેલું સાહિત્ય પ્રચારક બનવાથી તે કલા તરીકે નિકૃષ્ટ કે અકલાત્મક બની ન જાય? બન્ને પ્રશ્નોનો જવાબ એક જ છે. સાચા વિવેચનમાં ઉપરના બન્ને પ્રશ્નો અપ્રસ્તુત છે. આપણી પાસે રજુ થયેલી કૃતિ કલાની છે કે નહિ એ એક જ પ્રશ્ન વિવેચનનો છે. જીવનના કોઈ અપૂર્વ રહસ્યના અનુભવને અવલંબીને કલ્પના સ્વૈર વ્યાપાર કરે તો કલાની કૃતિ જન્મે. અમુક કૃતિમાં એવો સ્વૈર વ્યાપાર હોય તો તે કલા છે. એ વ્યાપારની પછવાડે ઉપરની માન્યતા છે કે કોઈ બીજી એ હકીકતનો પ્રશ્ન છે, સિદ્ધાન્તનો નહિ. ઉપર કહી તેવી માન્યતા કવિના સૂક્ષ્મ રહસ્યમય અનુભવમાં ઊતરી હોય તો તેવી માન્યતાવાળું કાવ્ય રચાય. અને કવિનો ગહન અનુભવ એવો હોય તો તેને એવી વસ્તુ ઉપર કાવ્ય રચવાની ભલામણ કરવાની જરૂર પણ ન રહે. માબાપના અવગુણોનું પરિણામ પ્રજાને ભોગવવું પડે છે એવું શરીરશાસ્ત્રથી પ્રતિપાદિત થયું પછી તે પ્રગટ કરવાના કોઈ પણ ખાસ આગ્રહ વિના ઇબ્સેને અનેક નાટકોમાં એ સત્ય પ્રગટ કરી બતાવ્યું. બીજી બાજુ નવા જમાનાનાં બળો કયાં કયાં છે તેનો વિચાર કરી તે ઉપર લખવાની પ્રતિજ્ઞા કરવા છતાં ઇબ્સેનનાં નાટકો બગડ્યાં નથી. તેવી જ રીતે નવું માનસપૃથક્કરણશાસ્ત્ર પ્રગટ થયું તેણે સાહિત્યકારોમાં કશા પણ પ્રચાર વિના, સાહિત્ય ઉપર ઘણી અસર કરી છે. ઘણું સાહિત્ય એ શાસ્ત્રનાં વિધાનોની માન્યતા ઉપર લખાય છે. મને પોતાને લાગે છે કે ગાન્ધર્વવિવાહનું અનિષ્ટ લોકોને બતાવવું એવો સ્પષ્ટ વિચાર કાલિદાસને શાકુન્તલ લખતાં હશે પણ એ વિચારથી ક્યાંઈ તેની કલા બગડી હું માનતો નથી. એટલું જ નહિ, કલાની ઉત્તમ કૃતિ કોઈ ને કોઈ અપૂર્વ રહસ્યને અવલંબે છે અને એવા કાવ્યથી એ રહસ્યના સંસ્કારો વાચકના ચિત્તમાં દૃઢ થાય છે એ સામાન્ય અનુભવ છે. અર્થાત્ કાવ્યથી રહસ્યનો પ્રચાર થાય છે એમ

કોઈ કહે તો ના કહી શકાય નહિ. એટલે ભલામણ કે પ્રતિજ્ઞા કાવ્ય સર્જનની પછવાડે હતી કે નહિ એ કાવ્યને અને વિવેચનને અપ્રસ્તુત છે. એ કવિમાનસના ઇતિહાસનો બનાવ છે, વિવેચનનો નહિ. એવી ભલામણ કે પ્રતિજ્ઞાથી કવિની કલ્પના ઉત્તેજાઈ હોય અને કલ્પનાનો ખરેખરો સ્વૈર વ્યાપાર થયો હોય તો કાવ્ય બને. તેમ જ એ ભલામણ કે પ્રતિજ્ઞા કલ્પનાના સ્વૈર ઉડ્ડયનમાં આડી આવે, ભાનપૂર્વક કવિ કલ્પનાને સ્વૈર ઊડવા ન દેતાં અમુક દિશાએ વાળે, તો કાવ્ય થાય જ નહિ અથવા તેમાં કૃત્રિમતા આવી જાય. કાવ્યસર્જનમાં કવિની પોતાની પણ જરા પણ ડખલ ન જોઇએ. ઉપદેશક કાવ્યો સામે આટલો બધો અણગમો થવાનું કારણ એ જ છે કે ત્યાં કવિની ભાનપૂર્વક ડખલથી ઘણી વાર કાવ્યમાં કૃત્રિમતા આવી જાય છે. પણ એવી કૃત્રિમતા આવી છે કે નહિ એ વિવેચકે પ્રત્યક્ષ અનુભવથી નિર્ણય કરવાનો છે. આવી પ્રચારની ભલામણ કે પ્રતિજ્ઞા હતી માટે કાવ્ય ખોટું જ થાય એવું અનુમાન ન કરી શકાય. મારે શુદ્ધ કાવ્ય કરવું છે, તેને ઉત્તમ કરવું છે, એવી પ્રતિજ્ઞાથી જેમ કાવ્ય ઉત્તમ નથી થઈ જતું, તેમ જ સર્જન બહારના પ્રચારના ઉદ્દેશથી તે અવશ્ય બગડી પણ નથી જતું. કાવ્યની કસોટી કાવ્યમાં જ છે, કાવ્ય પોતે જ છે. કાવ્ય બહારની કોઈ વસ્તુ તેની કસોટી થઈ શકે નહિ.

આટલું કહ્યા પછી મારે કહેવું જોઈએ કે પ્રગતિવાદના આગ્રહથી કલા બગડવાનો સંભવ છે અને ઘણી જગાએ તે બગડી છે. ઘણી જગાએ પ્રગતિવાદના પક્ષપાતથી કોઈ કૃતિનાં ખોટાં વખાણો થાય છે એવી ફરિયાદ પણ થઈ છે.[1] પ્રગતિવાદનું રહસ્ય

---

૧ આનો અર્થ એવો નથી કે પ્રગતિવાદી મંડળ ન બની શકે કે કોઈએ તેમાં ન જવું જોઈએ. મેં ઉપર કહ્યું તેમ મંડળ હોય ન હોય એ તરફ વિવેચન તટસ્થ છે. કોઈ પણ અમુક મતવાળા માણસો કે લેખકો કે સર્જકો કે વિવેચકો મળે ચર્ચા કરે તે વિશે સાહિત્યની દૃષ્ટિએ કશું

કવિના ઊંડા અનુભવમાં ઊતરવું જોઈએ ને પછી કલામાં પ્રગટ થવું જોઈએ, તેને બદલે ઘણી વાર લેખક પ્રગતિવાદ એટલે મૂડીદારો અનીતિવાળા જ હોય, વિષયલંપટ જ હોય, નિર્દય જ હોય, સ્ત્રી તરફ વિશ્વાસઘાતી જ હોય, એમ પકડી બેસવાથી કલા બગડે છે. ઉપર કહી તે વાત તે રીતે સાચી નથી જ, ઘણા મૂડીદારો એવા હોતા નથી, મૂડીદાર ન હોય એવા ઘણા ય માણસોમાં એ જ પાપવૃત્તિઓ હોય છે; પણ ઉપરનાં મૂડીદારોની સામેનાં વિધાનો સાચાં જ હોય તોપણ જ્યાં સુધી મનુષ્ય સ્વભાવમાં રહેલાં તેનાં ગૂઢ કારણો સુધી પ્રતિભા પહોંચી ન હોય ત્યાં સુધી તેનું રહસ્ય લેખકને જણાયું નથી જ. અને રહસ્ય જણાયું ન હોય ત્યાં સુધી તેનાથી કાવ્યની કૃતિ બને નહિ. આવાં વાક્યો કે વિધાનો પકડી લઈ તેનો છુટ્ટે હાથે ઉપયોગ કરવો એ સૂક્ષ્મ કે સંસ્કારી બુદ્ધિનું લક્ષણ નથી. આપણે ધર્મમાં ધૂનોનો ઉપયોગ કરતા, તે ગમે તેમ પણ નિર્દોષ હતો. રાજ્યપ્રકરણે, તેનું જાણે અજાણે અનુકરણ કરી નવી ધૂનો (slogans) ઉપજાવી. રાજ્યપ્રકરણમાં એ ચાલતું હોય તો ભલે ચાલે, તેમાં કદાચ માનસ તરફ ધ્યાન આપ્યા સિવાય અમુક ક્રિયા તત્કાલ કરી લેવાની જરૂર હોય તેથી એમ કરવું પડે. પણ કાવ્યસર્જન, કાવ્યભાવન, કાવ્ય-વિવેચનમાં એ ન ચાલે. કશું પણ રહસ્ય સુધી ગયા વિના! પકડી લેવું એ માનસજડતા છે. અને કલાનો જડતા જેવો બીજો કોઈ શત્રુ નથી. શુદ્ધ કલાનો આદર્શ કેવલ શુદ્ધ ચૈતન્યવિલાસ છે. ગમે તેવું ઊંચું સત્ય પણ સમજ્યા વિના પકડી રાખ્યું હોય તો, તે માત્ર એક બંધન જ છે, એ ચૈતન્યનું અવલંબન નથી. અવલંબન એ પણ મારે ભાષાને લીધે કહેવું પડે છે, ખરું તો સત્ય સંપૂર્ણ જીવન્ત બનતાં,

---

કહેવાનું હોઈ શકે નહિ. એથી સાહિત્ય સુધરશે કે બગડશે એ આખા મંડળની તેમાંની સર્જક વ્યક્તિ ઉપર શી અસર થાય છે તે ઉપર જ આધાર રાખે છે. કારણકે સાહિત્ય ઉપર બહારના સમાજની ગમે તેટલી અસર હોય તોપણ છેવટે સાહિત્ય સર્જાય છે તે તો વ્યક્તિ દ્વારા જ.

ચૈતન્ય સાથે તેનું તાદાત્મ્ય થતાં, ચૈતન્યના વિલાસમાંથી જ કલા પ્રસરે છે, એમ હું કહું. પણ અહીં હું આથી વધારે દૂર કે ઊંડે જવા માગતો નથી. સત્ય અને કલાનો સંબંધ શો છે એ જુદો જ પ્રશ્ન છે અને સ્વતંત્ર નિરૂપણ માગે છે. અત્યારે તો કલા સંબંધી અમુક અમુક સર્વમાન્ય સિદ્ધાન્તોને આધારે અમુક કૂટ મનાતા પ્રશ્નોની બને તેટલી સ્પષ્ટ અને બને તેટલી સર્વને સમજાય તેવી ભાષામાં ચર્ચા કરવી એટલો જ મારો ઉદ્દેશ છે. મારે મુખ્ય કહેવાનું એ છે કે આવા વાદોને લીધે વિવેચનનો મુખ્ય પ્રશ્ન કે અમુક કૃતિ કલાત્મક છે કે નથી, હોય તો કઈ રીતે છે, એ ધૂમાયિત થાય છે. કોઈ વાદથી કોઈ અકલા કલા બનતી નથી. એક પણ વાદનું નામ દીધા વિના, કે તેની પંચાત કર્યા વિના, કલાની સાચી કૃતિઓ થઈ છે, અને એક વાર કૃતિને સમસ્તરૂપે અને તેનું એકેએક સૂક્ષ્મ અંગ–પ્રત્યંગ જોઈને તે કલા છે એમ પ્રતીત થયા પછી, વાદના શબ્દોથી તેની ટીકા કરવાની સગવડ મળે, પણ તે સર્વ એ કૃતિ સમજવા માટે છે. કૃતિ એક બાજુ પડી રહે ને એકલી વાદની ચર્ચા થાય એ મિથ્યાચેષ્ટા છે.

માગશર ૧૯૯૪.



# વિવેચક, સર્જક કે કવિ ગણાય ?

શ્રીયુત વિશ્વનાથ મગનલાલ ભટ્ટના વિવેચન લેખોનો સંગ્રહ આ સ બહાર પડ્યો તેને જે આવકાર મળ્યો તે યોગ્ય મળ્યો છે. મના લેખોમાં સત્યપ્રિયતા, સત્યને ખાતર લીધેલો શ્રમ અને પોતાનો ભિપ્રાય રજુ કરવામાં નીડરપણું, એ ખાસ ગુણો પ્રતીત થાય છે. મની રસિકતા પણ ઉચ્ચ કોટિની છે.

તેમના સંગ્રહના પહેલા નિબંધ 'વિવેચનનો આદર્શ'માં તેમણે ક અભિપ્રાય દર્શાવ્યો છે તે મને ચર્ચાસ્પદ લાગવાથી તેની અહીં માં ચર્ચા કરવાની તક લઉં છું. તેઓ કહે છે :

"વિવેચક પણ કવિના જેવો જ સર્જનશીલ કલાકાર." (પૃ. ૪)

આ અભિપ્રાયનાં તેમણે આપેલાં કારણો તપાસવા પહેલાં જે ર્થમાં હું ઉપરના તેમના મત સાથે સંમત થઈ શકું તે પ્રથમ જણાવું. ક એવો મત છે કે આપણે જ્યારે જ્યારે બોલીએ ત્યારે ત્યારે ર્જન કરીએ છીએ. કારણકે આપણામાં અમૂર્ત રહેલા વિચારને પણે વાણીના ઉપાદાન દ્વારા મૂર્ત કરીએ છીએ. આ અર્થમાં વેચક અવશ્ય સર્જક છે. પણ આ મત પ્રમાણે તો ઇતિહાસકાર, જ્ઞાનનો લેખક, રસાયનશાસ્ત્રનો લેખક અને ગણિતલેખક પણ સર્જક ણાય. પણ શ્રી. વિશ્વનાથ આ અર્થમાં વિવેચકને સર્જક કહેતા નથી.

એક બીજા પણ એવા જ સામાન્ય અર્થમાં દરેક માણસમાં ર્જકતા રહેલી છે. તત્ત્વદૃષ્ટિએ જોતાં ઇન્દ્રિયો દ્વારા મન પર બાહ્ય ગતના જે સંસ્કારો પડે છે, તેને આપણું મન એ ને એ રૂપે ં નથી, પણ તેના ઉપર પોતે પોતાના સ્વરૂપ પ્રમાણે કામ કરે તે પછી જ તે સંસ્કારો જ્ઞાનનો વિષય બને છે. જેમ પાણીને ા વાસણનો આકાર મળે છે, તેમ બાહ્ય સંસ્કારોને મનના આકારો ા છે અને એ આકારનિષ્પન્ન વસ્તુ એ જ જ્ઞાનનો વિષય છે. આ ટેએ દરેક જ્ઞાનમાં મનના સર્જનનો અંશ રહેલો છે એમ કહેવાય.

આખો જ્ઞાનવ્યાપાર આ રીતે ઉત્તરોત્તર ચઢતી જતી કોટિનો સર્જન-વ્યાપાર છે. એક છૂટી વસ્તુની ઇન્દ્રિય દ્વારા છાપ મેળવવી, તે પછી તેને અમુક વર્ગમાં મૂકવી, પછી તેને કાર્યકારણની કોઈ શૃંખલામાં મૂકવી, પછી વિજ્ઞાનની કોઈ યોજનામાં મૂકવી, આ દરેક પગલે, એ જ ચિત્તારોપિત સર્જન વ્યાપાર ચાલે છે. અને આ વ્યાપારમાં કલ્પના ઘણો મોટો ફાળો આપે છે. વિજ્ઞાનનો કોઈ પણ નિયમ શોધવામાં આ કલ્પનાજન્ય તર્ક (hypothesis) કેટલું બધું કામ કરે છે તે અર્વાચીન પ્રમાણશાસ્ત્ર જાણનારને સુવિદિત છે. ઇતિહાસનિરૂપણમાં પણ આ કલ્પનાનો ફાળો બહુ મોટો છે. તેમ છતાં, આપણે આ વ્યાપારનિષ્પન્ન સાહિત્યને સર્જન નથી કહેતા. અને શ્રી વિશ્વનાથ ભટ્ટ પણ આ અર્થમાં વિવેચકને સર્જક ગણતા હોય એમ જણાતું નથી.

શ્રી વિશ્વનાથ નીચે આપેલા કારણથી વિવેચકને સર્જક કહે છે. તેઓ કહે છે :

"કોઈ પદાર્થ કે વિષયના સંસ્પર્શથી પોતાના ચિત્તમાં ઉદ્‌ભવેલી ઊર્મિઓને અન્યના ચિત્તમાં સંક્રાન્ત કરી શકે એવી કોઈ કૃતિનું નિર્માણ કરનારને આપણે કલાકાર કહીએ છીએ અને વિવેચક પણ એવો જ કલાકાર નથી ? એ પણ સાહિત્ય કે કલાની કૃતિના સંસ્પર્શથી—એના દર્શન, વાચન, અધ્યયન, મનન આદિરૂપ સંસ્પર્શથી—પોતાના ચિત્તમાં ઉદ્‌ભવેલી ઊર્મિઓને અન્યના ચિત્તમાં સંક્રાન્ત કરવાની જ પ્રવૃત્તિ કરી રહ્યો છે. તો પછી એને સર્જનશીલ કલાકાર શા માટે ન કહેવો ?" (પૃ. ૫)

એમના મન્તવ્યની મુખ્ય દલીલ આ જ છે. પણ આટલી સમાનતાથી વિવેચકને સર્જક ન કહી શકાય એમ મને લાગે છે.

આપણે એક દાખલો લઇએ. માનો કે એક કવિને એવો પ્રસંગ પડ્યો કે તેણે કોઈને ત્યાં થાપણ મૂકેલી, તે પોતે લેવા ગયો ને તે માણસે થાપણ પાછી આપી. આમાં કશું જ નવું કે વિલક્ષણ બન્યું નથી. પણ આટલા બનાવ ઉપરથી તેની કલ્પના ઉત્તેજાય અને તે ઉપરથી તે એવી એક સુંદર વાત લખે કે કએ ખને ત્યાં થાપણ મૂકી

અને क તે થાપણુ પાછી લેવા ગયો ત્યારે खએ ન આપી. આમાં કવિને થાપણુના પ્રસંગરૂપી વિષયનો સ્પર્શ થયો, પણુ તેથી તેને જે ઊર્મિ ચિત્તમાં ઉદ્‌ભવી, તેને મૂળ પ્રસંગ સાથે બહુ સંબંધ નથી. મૂળ પ્રસંગ શો હતો, એ ખરું પૂછો તો એ વાર્તામાં જરા પણુ પ્રસ્તુત નથી. માત્ર કવિએ રચેલી વાર્તા અને તે દ્વારા સંક્રાન્ત થતી ઊર્મિ જ પ્રસ્તુત છે. ફરી કહું તો કાવ્યકૃતિને મૂળ વાસ્તવિક પ્રસંગ અપ્રસ્તુત છે, મૂળ વાસ્તવિક પ્રસંગથી ઊલટી જ દિશાએ જવાની કવિને છૂટ છે! આ બેમાંથી એક પણુ છૂટ વિવેચકને વિવેચનના વિષય વિશે છે? વિવેચક કહી શકે કે મારે મન કવિની કૃતિ ગૌણુ છે, એ વિશે હું જે વિવેચન કરું છું એ જ પ્રસ્તુત છે? વિવેચનાના વિષયભૂત કાવ્યથી સ્વતંત્ર રીતે તે પોતાની ઊર્મિને જવા દઈને વિવેચના કરી શકે? એમ કરે તો તે વિવેચના કહેવાય? નહિ જ.

કવિ જ્યારે પોતાની ઊર્મિ વાચક કે ભાવકમાં સંક્રાન્ત કરે છે ત્યારે તે પોતાની કૃતિદ્વારા કરે છે. એ એની ઊર્મિ અખંડરૂપે એની કૃતિમાં મૂર્ત થયેલી હોય છે. એ કૃતિને બહારની કોઈ પણુ વસ્તુના અનુસંધાનની જરૂર રહેતી નથી. ખરું તો કાવ્યના ઉપભોગને સમયે બીજા સર્વ વેદનાવ્યાપારો બંધ થયા હોય છે. **विगलितवेद्यान्तरम्**[1] એ વિશેષણુ વારંવાર કાવ્ય માટે વપરાય છે. અલબત કવિએ પણુ કાવ્યમાં નિરૂપેલું સૌન્દર્ય ક્યાંક સ્પષ્ટ કે અસ્પષ્ટ રૂપે દુનિયામાં જોયેલું હોય છે. § પણુ જ્યારે એ કાવ્ય રજુ કરે છે ત્યારે એ કાવ્યને તેના મૂળ અનુભવના પ્રસંગ સાથે કશો જ સંબંધ રહેલો હોતો નથી. વળી એ પણુ ખરું કે કાવ્યમાં એક વાર અમુક સૌંદર્ય કે રહસ્ય જોયા પછી વાચક એ સૌંદર્ય કે રહસ્ય દુનિયામાં જોઈ શકે છે. પણુ એ તો એક કેવળ પૃથક્ માનસિક પ્રયત્નથી. કાવ્યમાં સૌંદર્ય જોવું અને પછી દુનિયામાં એ જ સૌંદર્ય જોવું એ બે ભિન્ન પ્રયત્નો છે. પહેલું કરીને

૧. ભાવાર્થ: જ્ઞાનના બીજા સર્વ વિષયો તે વખતે ગળી ગયા હોય છે.
§ લેખને છેડે આપેલ નોંધ જુઓ.

અટકી જાય તોપણ કાવ્યનો તેનો ઉપભોગ પૂરો થયો ગણાય. બીજો પ્રયત્ન એ કાવ્યનું એક ડગલું આગળ ગયેલું પરિણામ છે. પણ વિવેચનામાં એમ નથી બનતું. વિવેચનનું મુખ્ય પ્રયોજન જ એ છે કે તેણે કાવ્યનું સૌંદર્ય બતાવવું. કાવ્યનું જેમ સ્વતંત્ર અસ્તિત્વ છે, તેવું વિવેચનનું નથી. વિવેચનનું ઠેઠ સુધી વિષયભૂત વસ્તુ સાથે અનુસંધાન રહ્યા જ કરે છે. વિવેચનનું મુખ્ય પ્રયોજન જ એ છે કે કાવ્યમાં કયાં સૌંદર્ય છે તે બતાવવું. કાવ્યનું પ્રયોજન અને દાવો એ છે કે તેનામાં પોતામાં સૌંદર્ય છે. પછી એ સૌંદર્ય તમે જગતમાં જોઈ શકો કે નહિ તેની સાથે તેને સંબંધ નથી. વિવેચન એમ કદી કહી શકે નહિ કે જુઓ મારામાં આ સૌંદર્ય છે, પછી એ સૌંદર્ય તમે કાવ્યમાં જોઈ શકો કે નહિ તેની સાથે મારે સંબંધ નથી. કાવ્ય સ્વસંપૂર્ણ, સ્વાયત્ત છે, વિવેચન હમેશાં પરાયત્ત છે. કવિને જે વાસ્તવિક અનુભવ થયા હોય તેને છોડીને ગમે ત્યાં જવાની છૂટ છે. વિવેચકને તો, જે મલ્લિનાથનું શ્રી વિશ્વનાથ અવતરણ આપે છે તેના પ્રમાણે **नामूलं लिख्यते किंचित्** । મૂળમાં ન હોય એવું કશું ન લખવું એ મુખ્ય પ્રતિજ્ઞા છે.

શાસ્ત્ર અને કલા એનો તફાવત એવો ગણાય છે કે શાસ્ત્ર જે છે તેને શોધીને બતાવે છે, કલા નવું નિર્માણ કરે છે. એ કસોટીથી કસી જોતાં વિવેચન જે છે તેને કથવાનું કામ કરે છે, વિવેચન બતાવે છે કે કાવ્યમાં શું શું છે, અને કેવી રીતે છે. કાવ્યકલા તો એક નવું નિર્માણ નવી સૃષ્ટિ આપણા અનુભવ માટે રજુ કરે છે.

એવું ઘણીવાર બને છે કે આજસુધી કોઇએ ન બતાવ્યું હોય તેવું કોઈ સૌંદર્ય વિવેચક અમુક કૃતિમાં બતાવે છે. પણ તે કૃતિમાં જે છે તેને જ તે બતાવે છે. એમ તો જગતમાં વૈજ્ઞાનિક પણ સામાન્ય માણસ ન જાણતા હોય તેવું ઘણું બતાવે છે, પણ તે શાસ્ત્ર જ છે, કલા નથી. અને આ જાતની નવીનતામાં વિવેચક ઇતિહાસ-કારને ઘણો મળતો છે. જેમ ઇતિહાસકાર કોઈ નવી જ યોજના કે

ઘટના અમુક અમુક નક્કી થયેલી હકીકતના ખુલાસા તરીકે મૂકે છે, અને અમુક જમાનાની પરિસ્થિતિ અને માનસ સમજાવે છે, જેમ જીવનચરિત્રલેખક, ચરિત્રનાયકનાં કાર્યો બતાવી તેનો ખુલાસો અમુક માનસથી કરે છે, તેમ જ વિવેચક કાવ્યના બનાવો અને પાત્રોનાં કાર્યોનો ખુલાસો અમુક માનસથી અથવા અમુક યોજના બતાવીને કરે છે. વિવેચક ઊર્મિ પ્રેરે છે એ ખરું, પણ એ ઊર્મિની પ્રેરણા મૂળ તો કાવ્યમાં છે, અને તે બતાવવાનું કામ માત્ર વિવેચક કરે છે. અને એમ તો ઇતિહાસકાર કે ચરિત્રનિરૂપક પણ મૂળ વિષયને ઉચિત ઊર્મિ પ્રેરે જ છે. એટલા જ ઉપરથી તેને સર્જક કે કલાકાર ન કહી શકાય. એટલે વિવેચકમાં સર્જનવ્યાપાર ચાલે છે એ ખરું, પણ તે વ્યાપાર, જગતની યોજનાના નિયમો શોધતા મોટા વિજ્ઞાનશાસ્ત્રી કે ઇતિહાસના બનાવોનો ખુલાસો કરતા મોટા ઇતિહાસકાર કે ચરિત્રનિરૂપકના જેવો છે, સ્વતંત્ર નિર્માણ કરતા કલાકાર જેવો નથી. સ્વતંત્ર ચિત્ર કાઢતા, સ્વતંત્ર રાગ ગાતા, કે સ્વતંત્ર સૃષ્ટિ રચતા કવિનો સર્જનવ્યાપાર પેલા વિવેચક કરતાં જુદો છે. અને બન્નેને માટે સર્જન શબ્દ વાપરવાથી સમજણમાં અને ભાષામાં ગોટાળો થવા સંભવ છે. એટલે વિવેચક કવિ કે સર્જક નથી.

વૈશાખ ૧૯૯૪

## § નોંધ

કોઈ કહે કે કવિ પણ પોતાનું સર્વ વસ્તુરહસ્ય અને સૌંદર્ય જગતમાંથી જ લે છે, જગત બહારથી કશું લેતો નથી. એટલે કે તે જગતથી સ્વતંત્ર નથી. તો મારે કહેવું જોઈએ કે સૂક્ષ્મ કૌશલની આ યુક્તિ યથાર્થ નથી. કવિ જે કાંઈ લે છે તે સર્વ તેના અદૃષ્ટ સર્જનવ્યાપારમાં વાપરે છે. પણ તેની સર્જનકૃતિ તો કેવળ સ્વતંત્ર સ્વાયત્ત અવતરે છે. બાળક સઘળું તેની માતામાંથી લે છે પણ તે તો ગર્ભમાં, તે જન્મ્યા પછી જેમ માતાથી કેવળ સ્વતંત્ર વ્યક્તિ જ છે, જન્મવા સાથે જ ગર્ભપોષણની તેની નાળ સુકાઈને ખરી પડે

છે, તેમ સાહિત્યની સર્જનકૃતિ જન્મવા સાથે તેનો પોષણતત્ત્વ સાથેનો સર્વ સંબંધ બંધ પડે છે. ખગોળના પુસ્તકનો કે ઇતિહાસ પુસ્તકનો સર્વ સંબંધ તેના અવતાર પછી આ વાસ્તાવિક જગત સા એવો ને એવો, એ સર્જનવ્યાપારમાં હતો તેવો ને તેવો કાયમ ર છે. તેમ જ વિવેચનનો પણ સંબંધ તેની વિવેચ્ય કૃતિની સાથે એ ને એવો જીવન્ત રહે છે.

કોઇને આમાં એક અપવાદ જણાય પણ એ અપવાદ મૂળ સિદ્ધ ન્તને જરા પણ બાધક નથી, ઊલટો સમર્થક છે. મહાત્માજી વિશે અને ચરિત્રો કે લેખો લખાય તે એકકે ય કાવ્ય કે સ્વતંત્ર સર્જન નથી, કારણ એવા લેખોનું મુખ્ય કામ એ લેખની બહાર રહેલી વાસ્તવિક વ્યક્તિ વિ બોલવાનું છે, અને એ વ્યક્તિ સાથેનો તેનો સંબંધ ક્યારે ય પ ઓછો થતો નથી. છતાં મહાત્માજી વિશે કાવ્ય પણ બ શકે. તેમ જ વિવેચનાનો મુખ્ય ધર્મ પોતાની બહાર રહેલ કૃતિ ઉદ્દેશીને, લક્ષીને જે યથાર્થ હોય તે કહેવાનો છે, તે સ્વતંત્ર સર્જ ન હોઈ શકે; વિવેચના મૂળ તો કવિતાના હાંસિયામાં લખા માંડી, અને હવે એ ગમે તેટલી પ્રૌઢ થઈ સ્વતંત્ર પુસ્તકરૂપે પ્રગટ થાય ત્યારે પણ તે મૂળ કૃતિમાં રહેલું ગૌરવ બતાવવા જ આવે છે. છતાં કો શાકુન્તલ ઉપર કોઈ ગેટે કાવ્ય રચે ને સ્વતંત્ર કાવ્ય થાય. પણ ગેટે કાવ્યને કોઇ શાકુન્તલની વિવેચના નહિ કહે, જોકે શાકુન્તલની વિવે ચનામાં તેના ઉતારા અપાય. તેમ જ મહાત્માજીના ચરિત્રમાં મહાત્માજી કાવ્ય પણ મુકાય. પણ તેથી વિવેચના કે ચરિત્ર પોતાના સ્વરૂપથ સ્વતંત્ર સર્જન ન ગણાય.



# જીવનમાં રૂઢિનું સ્થાન*

રૂઢિ એ ખરી રીતે સમાજશાસ્ત્રનો વિષય છે. એ વિષયના વિશિષ્ટ અભ્યાસના કોઈ દાવાથી હું રૂઢિ ઉપર બોલવા ઇચ્છતો નથી. પણ મારા સાહિત્યના અભ્યાસને અંગે જ મને આ વિષય પર કેટલુંક કહેવા જેવું લાગ્યું છે તેથી મેં આ વિષય પસંદ કર્યો છે.

આ વિષય તરફ મારું ધ્યાન કેવી રીતે ખેંચાયું એ પ્રસ્તુત હોવાથી જરા અંગત વાત કરું તો માફ કરશો. મારે ૧૯૩૦ માં છ માસ જેલમાં રહેવાનું આવ્યું હતું. તે દરમિયાન મેં તિલકવ્યાખ્યા સાથે વાલ્મીકિકૃત રામાયણ સળંગ વાંચી જવાનું રાખ્યું હતું. જેલમાં અમારા વાચનના વિષયો સંબંધી બીજા મિત્રો સાથે પુષ્કળ ચર્ચા થતી. હું રામાયણ વાંચતો હતો તે સંબંધી એક જુવાન મિત્રે મને પ્રશ્ન કર્યો: "રામ શા કારણથી આદર્શપુરુષ ગણાય છે? તેણે કઈ રૂઢિઓ સામે બંડ કર્યું? તેણે શી ક્રાન્તિ કરી?" આ પ્રશ્નની નીચે એવી માન્યતા રહેલી છે કે ખરી મહત્તા ચાલુ રૂઢિ તોડવામાં રહેલી છે. એ માન્યતા મને સાચી લાગતી નથી. સમાજનું ખરું હિત વારંવાર રૂઢિ તોડવામાં નથી રહ્યું, જોકે લાંબે અંતરે રૂઢિઓ બદલાવવી પડે, અને કોઈ વાર બધી રૂઢિઓ એક સાથે બદલાવવાનું આવે. રૂઢિને તોડવામાં જ જો મહત્તા રહેલી હોય તો પછી થોડા જ વખતમાં બધી રૂઢિઓ તૂટી રહે, અને પછીના માણસોને મહાન થવાને કશું સાધન ન રહે! કદાચ તેમને પછી ડૉન ક્વિશોટની પેઠે પરાક્રમ કરવા માટે ખોટા રૂઢિરાક્ષસો ઉપજાવવા પડે. એ ખ્યાલ જ અનુપપન્ન છે, અને અત્યારનો જુવાન વર્ગ જે રૂઢિ તોડવામાં જ પોતાની મહત્તા સમજે છે તે પોતે પણ ફેશન, જે રૂઢિનું છીછરામાં છીછરું સ્વરૂપ છે, તેની સત્તાથી મુક્ત નથી.

---

* સદ્ગત મહારાજા સયાજીરાવ ગાયકવાડની જયંતીસમાહને પ્રસંગે તા. ૧૨-૩-૩૯ ના રોજ આપેલ ભાષણની નોંધ ઉપરથી.

આપણે જરા જીવનમાં રૂઢિનું પ્રયોજન જોઈએ. ધારો કે કોઈ ગૃહસ્થને ઘેર કોઈ અજાણ્યો માણસ આવ્યો છે. તે તેને ઘેર આવ્યો છે એનો અર્થ જ એ છે કે તેને તેની પાસેથી કાંઈક જોઈએ છે. તે અજાણ્યો છે, કદાચ થાકેલો છે. અજાણપણાનો તેને સંકોચ પણ છે. પેલા ગૃહસ્થની તેના તરફ કેવી વૃત્તિ હશે તે તે જાણતો નથી. હવે આ જગાએ રૂઢિ એવી છે કે ગૃહસ્થ આગન્તુક ને આવકાર આપે, તેને બેસવાને જગા બતાવે, તેને પાણી વગેરે તરતનો થાક ઊતરે તેવું આપે, તેને આગમનકારણ પૂછે, અને તેનો અપરિચયનો સંકોચ એ રીતે શિથિલ કરે. અહીં રૂઢિ શું બન્ને પક્ષે ઇષ્ટ નથી? એથી બન્નેની મૂંઝવણ, અને માનસિક તાણ ઓછું થતું નથી? રૂઢિ શું બન્નેની પ્રવૃત્તિનો માર્ગ ખુલ્લો કરી આપતી નથી? મને તો અહીં રૂઢિ, શબ્દ જેટલી જ, માનવ માનવ વચ્ચેના વ્યવહારનું સાધન બનતી જણાય છે. શબ્દના સંબંધમાં પણ અર્થબોધનું કારણ રૂઢિ જ મનાય છે. રૂઢિ ભાવને માર્ગ કરી આપે છે, ભાવને પ્રગટ કરી આપે છે, ભાવનું રક્ષણ કરે છે, અને વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના વ્યવહારમાં મૂંઝવણ અને ઘર્ષણ ઓછાં કરી વ્યવહારને સરલ કરી આપે છે. જેમ ભાષા જનસમાજની પ્રગતિનું અને સંસ્કારિતાનું સાધન છે, જેમ ભાષાની શોધમાં અને વિકાસમાં માણસજાતનો વિજય અને ઉત્કર્ષ રહેલો છે તેવો જ રૂઢિમાં રહેલો છે.

હું બધા પ્રકારની રૂઢિઓ વિશે બોલવા ઇચ્છતો નથી. પણ એક પ્રકાર તરફ ગુજરાતીઓનું ધ્યાન ખેંચવાની મને જરૂર લાગે છે માટે કહું છું. કેટલીક રૂઢિઓ કોઈ વ્યવહારને માટે હોતી નથી, વ્યક્તિ વ્યક્તિના વ્યવહારનો તેમાં પ્રશ્ન હોતો નથી; એ રૂઢિઓ સામાજિક જીવનના ઉલ્લાસ માટેની હોય છે. આપણામાં દીવાળીએ એક બીજાને મળવાનો રિવાજ છે, હોળીએ રંગ ઉડાડવાનો, હોળી પ્રગટાવવાનો રિવાજ છે, સંક્રાંતિએ પતંગો ઉડાડવાનો રિવાજ છે. આ બધા રિવાજોને જીવનમાં મહત્ત્વનું સ્થાન છે. એથી,

સામાજિક જીવન ઉલ્લાસમય થાય છે, વ્યક્તિને સામાજિક જીવનનો અનુભવ થાય છે, સામાજિક એકતાની ભાવના તે અનુભવે છે, સંઘકાર્યો કરવાનો અભ્યાસ મળે છે, અનેક વ્યક્તિઓનો પરિચય થાય છે અને તે સાથે સંઘવર્તનનો પરિચય થાય છે, જે પ્રજાજીવનમાં ઘણું જરૂરી છે. એથી મન અને કલ્પના વિશાળ થાય છે. માણસ ઘરમાં એકલો બેસી જમે, અને મોટી પંક્તિમાં બેસી જમે, એકલો દરિયે જઈને નહાય, કે હજારો માણસો દરિયે જઈને નહાય, એમાં અનુભવનો આખો પ્રકાર ફરી જાય છે. એ અનુભવથી માનસમાં જે ભરતી આવે છે, જે જોમ આવે છે, જે ઉત્સાહ આવે છે, તે વ્યક્તિગત કોઈ કાર્યથી આવતો નથી. પ્યાલામાં ભરેલું પાણી અને સમુદ્રનું પાણી તત્ત્વતઃ એક જ છે, પણ પ્યાલાના પાણીનું દૃશ્ય અને સમુદ્રનું દૃશ્ય, અને બન્નેની ચિત્ત ઉપર થતી અસર, બન્નેના સંસ્કારો, અત્યન્ત ભિન્ન પ્રકારના છે. તેમ જ આ સામાજિક જીવનના પરિચયનું અને સંઘનાં કાર્યોનું છે. એના વિના જીવન એટલું દરિદ્ર રહે છે, શુષ્ક રહે છે, ફિક્કું રહે છે.

અલબત આ ઉત્સવોના રિવાજોની પછવાડે એક કે બીજા રૂપમાં ધર્મભાવના રહેલી હતી. ધીમે ધીમે ધર્મના બાહ્ય આચારો ઉપરથી આપણી શ્રદ્ધા ઊઠી ગઈ છે, અને તેથી આપણે એ રિવાજો પાળતા નથી. પણ એમ થયું હોય તો તે સમાજના રિવાજોને જરા જુદું ધર્મનિરપેક્ષ રૂપ આપવું જોઈએ, જેવું આપણે નવરાતરને આપેલું છે. નવરાતરની પછવાડે દેવીપૂજાની ભાવના હતી. અત્યારે આપણે કોઈ એ ધર્મભાવનાથી નવરાતર ઊજવતા નથી, માત્ર સ્ત્રીઓના કલાત્મક સંઘનૃત્ય અને સંઘગીતની ભાવનાથી જ એ ઉત્સવ ઊજવીએ છીએ. એમ આપણે બધા ઉત્સવોનું કરવું જોઈએ. હોળીમાંથી અશ્લીલતા અને ધૂળ કાઢી નાખો પણ ગલાલ રંગ શા માટે કાઢી નાંખવો? દાંડિયારાસ, મલ્લકુસ્તી એમાં શા માટે ભેળવીને આપણી જૂની ઘેરૈયાની રમતોની મરદાનગીને નવું

સ્વરૂપ ન આપીએ ? હું તો હોળીનો ભડકો પણ રહેવો જોઈએ; અને એમાં ધર્મ નહિ માનનારા એવા ભણેલા, પોતાને સુધરેલા માનનારા પણ શા માટે ભાગ ન લે તે નથી સમજી શકતો.

આ બાબતમાં ગુજરાતીઓ દક્ષિણીઓ કરતાં વધારે સંઘ-જીવનથી દૂર જતા જણાય છે. દક્ષિણી ભાઈઓએ જૂના મેળાવડાનાં બધાં સ્વરૂપો જાળવી રાખ્યાં છે, અને તેમાં તેઓ નવાં અંગો, ખાસ કરીને વ્યાખ્યાનમાલાઓ ઉમેરતા જાય છે. દક્ષિણ બહાર જ્યાં જ્યાં દક્ષિણીભાઈઓ રહે છે ત્યાં ત્યાં તેમની કોઈને કોઈ સંસ્થા હશે જ, અને જાહેર તહેવારો તે સંસ્થાદ્વારા જ તેઓ ઊજવવાના. ગુજરાતી ભાઈઓ જૂના તહેવારોને નવાં રૂપો આપતા નથી, અને ભણેલાઓ જૂના તહેવારોના મેળવડાથી દૂર નાસતા જાય છે, અને અતડા થતા જાય છે, જોકે અસહકારની ચળવળથી તે વલણ કંઈક રોકાયું છે. આમાં સૌથી ખરાબ તો, એક પ્રકારની સંઘની સૂગને કેટલાક સંસ્કારિતા ગણતા થયા છે, તે છે. મને તો તે એક પ્રકારનું ક્ષુદ્રાભિમાન (Snobbery) જ લાગે છે. બીજાઓ અમુકમાં રસ લે છે એટલા જ કારણથી પોતે તેમાં રસ ન લેવો, અને તેમાં પોતાની સંસ્કારિતા ગણવી, એ હીન પ્રકારનું અભિમાન છે. આપણામાંથી એ જવું જોઈએ. એને લીધે ગુજરાતીઓમાં સંઘકાર્યશક્તિ ઓછી થઈ છે અને થતી જાય છે.

આપણે વિશેષ વ્યક્તિ તરીકે તો હંમેશાં કામ કરીએ છીએ, હરીએ ફરીએ છીએ, પોતપોતાના મિજાજ પ્રમાણે આનંદ કરીએ છીએ, પણ હોદ્દા પદવી સામાજિક સ્થિતિ એ બધાની વિશેષતા છોડી દઈ, કેવળ એક સંસ્કારી સમાજની વ્યક્તિ તરીકે બધાએ સાથે ભળીને વિહરવાની પણ જરૂર છે. આપણા પરદેશી રાજ્યકર્તાઓ આપણાથી અતડા રહે છે, એ જોઈને આપણે પણ એમના અનુકરણથી આપણા જ જાતિભાઈઓ તરફ અતડા થઇએ તો તે એક પ્રકારનો સમાજદ્રોહ છે. એમને તો અતડા રહેવું પડે, એમને તો

માત્ર પોતાની ઇચ્છા પ્રમાણે શાસન કરવું છે, અને અતડા રહેવાથી જ એ શાસન વધારે સખ્ત અને મજબૂત કરી શકાય, પણ આપણે એમ શા માટે કરીએ? અંગ્રેજો પોતાની પ્રજામાં એવા નથી. તેઓ તો પોતામાં બહુ જ ભ્રાતૃભાવવાળા છે. તેમની ક્લબોમાં જોશો તો ઉપરી અને તાબેદારનો કશો જ ભેદ નહિ દેખાય. આપણે તેમની ક્લબોનું અનુકરણ કર્યું, પણ તેમનો ક્લબનો ભાવ લાવી શક્યા નહિ. આપણા વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો પણ ત્યાંના જેટલા મળતા હળતા રહેતા નથી. આ સર્વ બદલાવું જોઈએ. આપણું સમાજજીવન વધારે ચેતનવાળું અને મુક્તિવાળું થવું જોઈએ. પણ ક્લબો બસ નથી. તેમાં પણ અમુક જ સ્થિતિવાળા ભેગા થાય છે. જાહેર તહેવારો હોવા જોઈએ જેમાં જનતા કશા પણ ભેદ વિના સંઘજીવનનો આનંદ અનુભવે.

પણ ત્યારે આ રૂઢિ સામેનો આટલો બધો વિરોધ શાથી છે? જુવાન માણસો શા માટે આટલો બધો રૂઢિવિરોધનો પોકાર કરે છે? એ જરૂર સમજવા જેવું છે, અને સમાજે વિચારવા જેવું છે. આ વિરોધનું એક કારણ તો તરત સમજાય તેવું છે. જુવાન માણસોને રૂઢિનો સંકોચ ડંખે અને તેના ફાયદા ધ્યાનમાં ન આવે. માણસને પોતાની પ્રતિકૂળતા તરત ધ્યાનમાં આવે છે, કોઈ પણ વસ્તુના દૂરગામી ફાયદા ઘણે અનુભવે જ સમજાય છે. એ દૃષ્ટિએ જુવાન માણસોને રૂઢિ સામે થોડો અણગમો તો હંમેશાં રહેવાનો. છોકરાંને સવારે દાતણ કરવાની ટેવ પાડવી પડે છે તે પણ પ્રથમ તો નથી જ ગમતી. એવો રૂઢિ સામેનો જુવાનોનો અણગમો બધા જમાનામાં હતો અને રહેવાનો. પહેલાં પણ હતો, પણ હમણાં જુવાન વર્ગ વધારે બોલતો થયો એટલે એ અણગમો પરિપક્વ અનુભવની રાહ જોયા વિના અધીરો થઈ બહાર આવે છે. પણ એ સામાન્ય કારણ ઉપરાંત વિશેષ કારણ પણ છે, અને સમાજે એ સમજવું જોઈએ.

મેં પહેલાં શબ્દ અને રૂઢિ વચ્ચેનું સામ્ય બતાવ્યું. મેં કહ્યું

કે શબ્દની પેઠે જ રૂઢિ ભાવનું રક્ષણ કરે છે, તેને પ્રવર્તવાનો માર્ગ કરી આપે છે, અને વ્યવહારમાં ઘર્ષણ ઘટાડે છે. પણ જેમ શબ્દ કે સિક્કો જૂનો થઈ તેનું મૂલ્ય ઘટે છે અને તેને ચલણમાંથી કાઢી નાખવો પડે છે, તેમ રૂઢિ પણ જો ઊતરી જાય તો તેને બદલાવવી પડે. રૂઢિ ઊતરી જાય છે ત્યારે તે ભાવને વહનમાર્ગ કરી આપવાને બદલે તેને રોકે છે. જેમ નાડી લોહી વહન કરવાનો રોધ કરે છે ત્યારે લોહીનું દબાણ વધે છે ને ક્વચિત્ નસ ફાટે છે, રક્તસ્રાવ થાય છે, પક્ષાઘાત થાય છે, ક્વચિત્ મૃત્યુ થાય છે, તેમ જ રૂઢિ ભાવનો રોધ કરતાં સમાજનો મિજાજ ઉછળે છે, તેનો ભાવ અપમાર્ગે વહે છે, તેનો અપવ્યય થાય છે, ક્વચિત્ સમાજને તેથી પક્ષાઘાત પણ થાય. આપણે ત્યાં લગ્નની રૂઢિઓની એ દશા થઈ છે. જૂના નાતના રિવાજો, તેનાં પસંદગીનાં સંકુચિત ક્ષેત્રો, અત્યારની લગ્નભાવનાને માર્ગ કરી આપતાં નથી, તેનું વહન કરતાં નથી, તેનો અવરોધ કરે છે. તેથી જુવાન વર્ગ રૂઢિ સામે જેહાદ પોકારે છે. લગ્નભાવ જીવનમાં એટલો વ્યાપક છે, જુવાનોને માટે તો તે એટલો નિકટ અને અનન્ય મહત્વનો છે, કે તેથી લગ્નરૂઢિ સામેના વિરોધમાંથી તેઓ રૂઢિમાત્રની સામે, રૂઢિના ખ્યાલની પણ સામે થઈ જાય છે. એટલેથી ન અટકતાં નીતિની પણ સામે તેઓ થાય છે. તેમાં કંઇક અંશે આ કારણ છે. કંઇક અંશે નીતિ એટલે આચારનાં સર્વ ધોરણો કંઇક ફેરફાર માગે છે તે છે.

પણ આ સ્થિતિનો ખરો ઉપાય રૂઢિનો નાશ નથી પણ નવી રૂઢિઓ હોવી જોઇએ એ છે. જુવાન સ્ત્રીપુરુષોને પોતાનો જીવનસાથી શોધવાને માટે મળવાના રૂઢિનિયત પ્રસંગો નથી. આ બાબતમાં રૂઢિ નથી, એટલે જુવાન સ્ત્રીપુરુષોનાં માબાપોને અને હિતસ્વીઓને, અને ખાસ કરીને જુવાન પુત્રીનાં માબાપોને,—કારણકે આચારસ્ખલનનો ગેરફાયદો પુરુષ કરતાં સ્ત્રીને વધારે છે, અને સ્ત્રીને આ દશામાં વધારે રક્ષણની જરૂર છે,—અનેક આશંકાઓ ચિંતાઓ અવિશ્વાસો

દહેસતો થાય છે. રૂઢિ ન હોવાથી, સમાજ પણ જુવાન સ્ત્રીપુરુષોના મળવાના પ્રસંગો તરફ યોગ્ય ઉદારતા કે તટસ્થતાથી જોઇ શકતો નથી, અને એવા પ્રસંગો અનેક નિન્દાને જન્મ આપે છે અને આખા વાતાવરણને બગાડે છે. જુવાન સ્ત્રીપુરુષો પણ આ પ્રકારની નિન્દા તેમની પોતાની સ્વતંત્રતાની વિઘાતક છે તે નહિ સમજતાં, અંગત રાગદ્વેષથી તેને સ્વીકારવામાં અને વિસ્તારવામાં સરકી પડે છે. આ બાબતમાં ખરી જરૂર છે તે રૂઢિના અભાવની નથી, પણ યોગ્ય રૂઢિઓની છે, જેથી સ્ત્રીપુરુષો અને સમાજ યોગ્ય વર્તન અને મર્યાદા રાખી વર્તી શકે, પરસ્પર ઓળખી શકે, અને જેમાં જુવાનોનું સંરક્ષણ તેમ જ ભાવપ્રકટીકરણ થાય. આપણો સમાજ વખતસર આટલું નહિ કરી શકે તો પરિણામે અનવસ્થા જ આવશે.

રૂઢિ તરફ એક બીજી આશંકા છે, અને માનસપૃથક્કરણશાસ્ત્રની પરિભાષામાં વાતો કરતાં શીખેલ આ જમાનાને એ આશંકા કરતાં રોકી શકાય નહિ. ‘રૂઢિથી ભાવનું દમન નથી થતું? દમન થવાથી ભાવ વધારે વિકૃત ન થઇ જાય?’ આનો સાચો જવાબ તો એ છે કે એ શાસ્ત્રનાં શાસ્ત્રીય પુસ્તકો અને તેની તાત્ત્વિક ટીકા વાંચો, માત્ર એના શબ્દો પકડી લઈ વાતો ન કરો. હું તો અહીં એટલું જ કહી શકું કે માણસમાં જેમ અન્નવૃત્તિ કામવૃત્તિ રહેલી છે તેમ જ સમાજ-ધારણવૃત્તિ, સમાજસુખવૃત્તિ, અને સંયમવૃત્તિ પણ રહેલી છે. જે જીવનબલ અન્નવૃત્તિ અને કામવૃત્તિમાં પ્રગટ થાય છે તે જ જીવનબલ સમાજધારણવૃત્તિ સમાજપ્રેમ અને સંયમવૃત્તિમાં પણ પ્રગટ થાય છે, અને રૂઢિનું અનુવર્તન એ કોઈ બાહ્ય બલની પરાધીનતા નથી, પણ પોતામાં જ રહેલ સમાજધારણવૃત્તિ સમાજપ્રેમ અને સંયમ-વૃત્તિનું આવિષ્કરણ છે. જેમ રસ્તાની ડાબી બાજુએ હાંકવું અને જમણી બાજુએ ચાલવું એ નિયમ પાળવાથી આપણી ગતિનું દમન થતું નથી, પણ ગતિને મહત્તમ અવકાશ અને સંરક્ષણ મળે છે તેમ જ રૂઢિમાં જીવનને મહત્તમ અવકાશ સ્વાતંત્ર્ય અને સંરક્ષણ

મળે છે, અને તે સાથે તેમાં સમાજસ્વાસ્થ્યની વૃત્તિ સંતોષાય છે. રૂઢિના પરિપાલનમાં આ સમાજપ્રેમ સમાજ—આદરની વૃત્તિ હંમેશાં દેખાય છે, અનુભવાય છે. એ વૃત્તિઓ પણ આપણા જ જીવનની છે એટલે એની ખાતર પાળેલા સંયમમાં કોઈ અસાધારણ કે વિકૃત પરિણામ આવવાની જરૂર નથી.

ઘણાને વળી એમ લાગે છે કે રૂઢિની હદમાં વર્તન સ્વૈરતા ખોઇ બેસે છે અને તેથી તે સુંદર રહેતું નથી, તેમાં વ્યક્તિત્વ દબાઈ જાય છે. એ સાચું નથી. પહેલાં આપેલો દાખલો ફરી લેતાં, હું પૂછું, કે આપણે ઘેર કોઇ આવે તેને સન્માન આપતાં, તેની સાથે વિવેકથી વાત કરતાં, દરેક વ્યક્તિ પોતાનું વ્યક્તિત્વ નથી બતાવતી? દરેક વ્યક્તિ પોતાની કલા નથી બતાવતી? વધારે સંસ્કારી માણસ માત્ર આવકાર આપવામાં જ ખરી સંસ્કારિતા કલા માનવતા બતાવતું નથી? બધાં માણસો લગ્નજીવન ગાળે છે, પણ તેથી કોઇ બે દંપતીનાં લગ્નજીવનો એક સરખાં નથી બની જતાં, એ તો બન્ને જેવાં હોય છે, જેવાં એક બીજા સાથે વર્તે છે અને પોતાનું યુગલજીવન ઘડે છે, તેવું જ તે થાય છે. તેમ જ બધાનું છે.

રૂઢિની મર્યાદામાં રહેલા જીવનમાં પણ સૌંદર્ય છે. આપણને એ જોતાં આવડતું નથી. આપણા મહાન કવિ કાલિદાસે જેમ, સામાન્ય માણસને અજ્ઞાત અનનુભૂત અનેક જીવનપ્રસંગોમાં રહેલું સૌંદર્ય બતાવ્યું છે, તેમ રૂઢિની મર્યાદામાં રહેલું સૌંદર્ય પણ બતાવ્યું છે. રૂઢિની મર્યાદાને તે કોઇ પણ ભાવની શોભા ગણે છે. મેં મારા વ્યાખ્યાનની શરૂઆતમાં કહ્યું કે રૂઢિ વિશેનો પ્રશ્ન મારા સાહિત્યના અભ્યાસને અંગે ઊભો થયો છે. અને હવે ઉપસંહાર પણ હું સાહિત્યનાં અવતરણોથી જ કરીશ.

કાલિદાસ રૂઢિના અનુવર્તનમાં સૌંદર્ય જુએ છે. તેનાં પાત્રો, પ્રેમના આવેશમાં પણ આચાર પાળે છે, આવેશમાં આચાર ભૂલાય એટલી સ્થિતિ આવે તો બીજું પાત્ર આચારની યાદ દેવડાવે છે.

વિક્રમોર્વશીય નાટકમાં બીજા અંકમાં પુરૂરવા અને ઉર્વશી બન્ને એક બીજાંને મળવા અત્યંત ઉત્કંઠિત છે અને રાજા કહે છેઃ

**तप्तेन तप्तमयसा घटनाय योग्यम्**

'તપેલું લોઢું તપેલા લોઢા સાથે ઘડાવા યોગ્ય છે.' ઉર્વશીનો સંદેશો લઇ જનારી ચિત્રલેખા રાજાની વિરહાવસ્થા જોઇને રાજાની દૂતી થઇ ઉર્વશીને તેડવા આવે છે એવો રસિક અને તીવ્ર લાગણીનો પ્રસંગ છે. ઉર્વશી અને ચિત્રલેખા વચ્ચે જરા સુંદર ટોળ થાય છે પણ રાજાને મળતાં જ ચિત્રલેખા કહે છેઃ

**आआरं दाव पडिवज्ज । [आचारं तावत्प्रतिपद्यस्व । ]**

'આચાર કર.' અને ઉર્વશી 'મહારાજને જય જય' બોલે છે. એવી જ રીતે ઉર્વશીએ ગુપ્ત રાખેલ ઔરસ પુત્ર આયુષ રાજસભામાં આવે છે, ઉર્વશી તેને ઓચિંતો જુએ છે ત્યારે પણ 'મહારાજને જય જય' કહેવાનું ભૂલતી નથી. એથી પણ વધારે ઉત્કટ પ્રસંગ કુમારસંભવમાંથી લઈએ. પાર્વતી શંકરની પૂજા કરવા જાય છે ત્યારે કામદેવ શંકરને મોહિત કરવા પોતાનાં શર વાપરે છે. એ રીતે મોહિત થવામાં હીનતા અને અપમાન લાગતાં શંકર કામદેવને ત્રીજા નેત્રની જ્વાળાથી બાળીને ભસ્મ કરે છે. પાર્વતી નિરાશ થઈ તપ આદરે છે. શંકર બટુકવેષે પાર્વતીની પરીક્ષા કરવા શંકરની નિન્દા કરે છે, પણ પાર્વતીની દૃઢ નિષ્ઠા જોઈ, ત્યાં જ સ્વરૂપ ધારણ કરી, તારા તપથી તારો વેચાણ થયો છું એમ કહીને પાર્વતીને ભેટે છે. પ્રેમનું આ અદ્ભુત રોમાન્સ છે. પણ આ પ્રેમ સિદ્ધ થયા પછી પાર્વતી અને મહેશ બન્ને કોઈ સ્વચ્છન્દી રીતે પરણતાં નથી. કુલાચાર બે પ્રકારનો, કન્યાના બાપ તરફથી કહેણ જાય, અથવા વરના બાપ તરફથી માગું જાય. પાર્વતી મહેશને ખાનગીમાં કહેવરાવે છેઃ

**दाता मे भूभृतां नाथः प्रमाणीक्रियतामिति । ६–१**

'મારા પિતા દાનનું વેણ કહેવરાવે તે સ્વીકારજો.' પણ મહાદેવ પણ

હિમાલય જેવા પર્વતરાજને એટલું પણ કરવું પડે એમ શા માટે કરે! તે હિમાલયનું ગૌરવ કરવા સપ્તર્ષિઓને બોલાવે છે, અને માગું કરવા કહે છે:

**तामस्मदर्थं युष्माभिर्याचितव्यो हिमालयः। ६–२९**

'મારા તરફથી હિમાલય આગળ ઉમાનું માગું કરવું.' અને

**एवं वाच्यः स कन्यार्थमिति वो नोपदिश्यते।**
**भवत्प्रणीतमाचारमामनन्ति हि साधवः॥ ६–३१**

'કન્યાને માટે આમ કહેવું એવું તમને તો કહેવાનું હોય જ નહિ! કારણકે તમારો જ રચેલો આચાર સાધુપુરુષોએ માન્ય રાખ્યો છે.' ફરી આચારનો જ ઉલ્લેખ છે! રઘુવંશમાં દિલીપની પત્ની સુદક્ષિણા ગર્ભાવસ્થામાં નાજુક પ્રકૃતિમાં પણ ઉપચારાંજલિ કરે છે.

**तयोपचारांजलिखिन्नहस्तया ननन्द पारिप्लवनेत्रया नृपः। ३–११**

'ઉપચારની અંજલિ કરતાં જેનો હાથ થાકી જતો હતો એવી રાણીને જોઈને રાજા આનન્દ પામતો હતો.' અને પછી એ રાણીને પુત્ર-પ્રસવ થતાં વધામણી લાવનારા પરિજનને

**अदेयमासीत् त्रयमेव भूपतेः शशिप्रभं छत्रमुभे च चामरे। ३–१६**

'ત્રણ જ વસ્તુઓ ભૂપતિને માટે ન અપાય એવી હતી. શશિ-પ્રભ છત્ર અને બે ચામરો.' એમ અતિશયોક્તિ કરતાં પણ રૂઢિની મર્યાદામાં કાલિદાસ શોભા જુએ છે. રઘુવંશમાંથી જ હજી એક બીજો દાખલો લઉં. રઘુવંશમાંનો અજવિલાપનો પ્રસંગ પ્રસિદ્ધ છે. અજને ઇન્દુ-મતીના મૃત્યુ પછી જીવન એટલું અકારું લાગ્યું કે તેને ઇન્દુમતીની સાથે જ પોતાનો દેહ પણ ભસ્મ કરવાની ઇચ્છા થઈ. પણ લોકા-પવાદભયથી તેણે તેમ કર્યું નહિ.

**प्रमदामनुसंस्थितः शुचा नृपतिः सन्निति वाच्यदर्शनात्।**
**न चकार शरीरमग्निसात् सह देव्या न तु जीविताशया॥ ८–७२**

રાજા વિદ્વાન છતાં પ્રમદાની પછવાડે મરણ પામ્યો એવા નિન્દા-દર્શનથી તેણે પોતાનું શરીર અગ્નિસાત્ ન કર્યું. નહિ કે જીવિતની આશાએ![1] રાજાના મુખનું આવું વચન હોય, તો અત્યારની અશ્રદ્ધાના દૃષ્ટિબિન્દુથી કોઈ મશ્કરી પણ કરે કે ઠીક લાગણીવેડા કરે છે! પણ આ વચન કાલિદાસનું છે. એટલે રાજાને જીવિત ઉપર એટલો વિરાગ આવ્યો હતો એમાં શંકા રહેતી નથી. રાજાના શોકનું વર્ણન કરતાં કાલિદાસ એક સુંદરમાં સુંદર ઉપમાનો પ્રયોગ કરે છેઃ

**तस्य प्रसह्य हृदयं किल शोकशंकुः**
**प्लक्षप्ररोह इव सौधतलं बिभेद । ८–९३**

'પીપળાનો છોડ જેમ અગાસીને ફાડી નાંખે તેમ શોકશંકુએ અજના હૃદયને બલથી ચીરી નાખ્યું.' છેવટે એ રાજાને આ શોકથી જ અસાધ્ય રોગ થાય છે અને તે છેવટે તીર્થમાં જઈ અનશનવ્રતથી દેહત્યાગ કરે છે. એટલે રાજાનો શોક સાચો હતો અને છતાં તે રૂઢિનિન્દિત રીતે દેહત્યાગ કરતો નથી, અને ત્યાં કાલિદાસનો લોકાદર, અને તેનું રૂઢિગત ભાવના સૌંદર્યનું દર્શન, આપણે જોઈ શકીએ છીએ.

કાલિદાસનાં કાવ્યોમાં એક પ્રકારનું સ્વાસ્થ્ય અનુભવાય છે તેનાં અનેક કારણોમાં એક તેનો રૂઢિ માટેનો આદર પણ છે એમ હું માનું છું.

આવી રીતે રૂઢિને મનુષ્યજાતિના જીવનમાં ઘણું માર્મિક સ્થાન છે. રૂઢિઓને બદલાવવી પડે, અને ત્યારે લોકહિતની દૃષ્ટિએ, લોકમાનસને સંઘર્ષણ વિના પોતાના ભાવો પ્રગટ કરવાને તક મળે એવી રૂઢિઓ ઘડવી જોઈએ, પણ રૂઢિમાત્ર કાઢી નાંખવી જોઈએ એ વિચારમાં મનુષ્યસ્વભાવની ગેરસમજણ રહેલી છે. રૂઢિનો રૂઢિ તરીકે દ્વેષ કરવામાં ખાસ મહત્તા રહેલી નથી. અને તેથી જ સાહિત્યમાં રૂઢિભંગને ખાસ કરીને મહત્તાનું લક્ષણ ગણી શકાય નહિ.

ચૈત્ર ૧૯૯૫.

---

૧. મલ્લિનાથ પ્રમાણે અર્થ કર્યો છે.

# આપણા જીવનમાં સાહિત્યની પ્રતિષ્ઠા×

લેખક બન્ધુઓ,

આ લેખકસંમેલનથી કંઈ પણ ફાયદો થઈ શકે કે કેમ તે સંબંધી અનેક નાસ્તિક શંકાઓ થઈ હશે, થતી હશે. પણ આજે આપણે જે થોડો ઘણો સમય ભેગા રહીએ તેમાં વધારે નહિ ને એક જ પ્રશ્ન જે હું આપની સમક્ષ રજુ કરવા ઇચ્છું છું, તે એક જ પ્રશ્ન તરફ આપનું ધ્યાન જાય તો એ સર્વ નાસ્તિક શંકાઓનો તેમાં જવાબ આવી જાય, અને એ પ્રશ્ન લેખકો વિશેનો જ છે.

મને ઘણી વાર પ્રશ્ન થયો છે, આપ સર્વને થયો હશે, કે સમાજમાં લેખકના ધંધાને જે માન હોતું જોઇએ તે અત્યારે છે? આ પ્રશ્ન માત્ર લેખક સબંધી જ નથી થયો. એક બીજા ધંધા સંબંધી પણ થયો છે, અને એ બન્ને ધંધાનો હું પણ અભિમાની હોવાથી હું ખુલ્લા દિલથી કહી શકું છું. આપણા સમાજમાં શિક્ષક અને લેખકને જે માન હોવું જોઇએ તે નથી. આપણો આજનો પ્રશ્ન બીજી રીતે મૂકીએ તો સમાજજીવનમાં સાહિત્યને જે ગૌરવશાળી સ્થાન હોવું જોઈએ તે આપણા સમાજમાં નથી, તેનું કારણ શું?

આમ હોવાનાં ઘણાં કારણો છે. તેમાં કેટલેક અંશે સમાજ, એટલે જે વર્ગ તરફથી પુસ્તકવાચનની અપેક્ષા રાખીએ તે વર્ગ જવાબદાર હશે. પણ આપણે આજે એ જોવાનું છે કે આ સ્થિતિમાં આપણી પોતાની જવાબદારી કેટલી?

એક બીજી રીતે વિચારતાં આ પ્રશ્નના ઉકેલની દિશા સમજાશે. સાહિત્ય પ્રજાના જીવનનો માત્ર શણગાર નથી, માત્ર આનન્દનું સાધન નથી, પણ પ્રજામાં નવું ચેતન પ્રેરનાર, તેને નવા પંથે દોરનાર, તેના જીવન પર પ્રકાશ પાડનાર પણ છે. આપણે આજે વિચારીએ

---

× તા. ૧૭-૩-૨૯ ના રોજ ગુજરાત સાહિત્ય સભા રજતમહોત્સવને અંગે મળેલા લેખક સંમેલનના પ્રમુખ તરીકે આપેલું વ્યાખ્યાન.

કે આપણું સાહિત્ય ગુજરાતમાં નવું ચેતન પ્રેરે છે, નવા માર્ગો દેખાડે છે, નવો પ્રકાશ પાડે છે? અલબત લેખકના સામાન્ય વર્ગમાં પૂજ્ય ગાંધીજીને પણ ગણી લઈ આપણે જરા પણ શંકા વગર કહી શકીએ કે 'હા'. એ સામાન્ય શબ્દની બલિહારી છે! પણ લેખક લેખકમાં એક ભેદ છે. પૂ. ગાંધીજી સાહિત્યની ખાતર નથી લખતા, પણ લોકોમાં પોતાના વિચારો પ્રસરાવવા, લોકોને પોતાને માર્ગે દોરવા, પોતે જે સત્યદર્શન કર્યું છે તે કરાવવા લખે છે. લેખન એ એમનો મુખ્ય ઉદ્દેશ નથી. તેઓ લખે છે તે પણ સાહિત્ય જ છે. સાહિત્યની ખાતર નહિ લખેલું તે સાહિત્ય નહિ એમ જો કહીએ તો જગતનું કેટલુંક ઉત્તમોત્તમ સાહિત્ય, વેદ, ઉપનિષદ, ભાગવત, કુરાન બાઈબલ વગેરેનો સાહિત્યમાંથી બહિષ્કાર કરવો પડે. આપણા કવિઓ વારંવાર કહેતા કે અમે કવિ નથી, અખાએ કહ્યું છે

જ્ઞાનીને કવિમાં ન ગણીશ.

છતાં તેમને આપણે કવિ ગણીએ છીએ. આપણો પ્રશ્ન આવા લેખકો સંબંધી નથી—ગાંધીજી જેવા નેતાઓને માનની ન્યૂનતા છે કે નહિ એ આપણો પ્રશ્ન નથી. આપણો પ્રશ્ન એ છે કે જે લેખકો સાહિત્ય ખાતર લખે છે, તેમનું સાહિત્ય અત્યારે જનસમાજને દોરનાર કે ચેતન અર્પનાર, કે નવો પ્રકાશ પાડનાર છે? નથી જ, અને નથી માટે આપણા સાહિત્યને સમાજમાં માનનું સ્થાન પણ નથી. આ સ્થિતિનું કારણ શું?

કદાચ કોઈ કહેશે કે એ દોરવાનું કામ રાજદ્વારી પુરુષો અને નેતાઓ અને ધાંધલિયાઓનું છે, અમો સાહિત્યકારોનું નથી. આમ કહેનારા સાહિત્યને અન્યાય કરે છે. અનેક દેશોમાં સાહિત્યે આ કામ કરેલું છેઃ ફ્રેન્ચ રેવોલ્યૂશન જે બળોથી ઉત્પન્ન થયો તે બળોને જન્માવનાર તેના પહેલાંના અનેક તેજસ્વી લેખકો જ હતા. ઈંગ્લાંડના રાજ્યપ્રકરણમાં ખરી પ્રજાકીય દૃષ્ટિ ડિકન્સની નવલકથાઓથી આવી છે અને ડિકન્સ એક ખરો સાહિત્યકાર હતો, અને હજી એ તરીકે

જીવે છે. ચીન, જાપાન, ઈરાન, તુર્કસ્તાન વગેરે લાંબી કાળે આગળ ધપતા દેશો વિશે આપણે જાણતા નથી, પણ રશિયા વિશે જાણીએ છીએ કે રશિયાનું આખું યે પરિવર્તન તેના આધુનિક લેખકોને આભારી છે. તેના કાર્યકર્તાઓએ પણ વિચારો સાહિત્યમાંથી મેળવ્યા છે. કેવળ કાર્યપર જીવન ગાળનાર લેનિન પણ જબરો વાંચનાર હતો, અને તેણે વાચનમાંથી ઘણું મેળવ્યું છે. આપણે અહીં એમ થયું છે અથવા થાય છે? આનું કારણ શું?

પંદરેક વરસ ઉપર એક વખત આપણા એક સાક્ષરે મને સાહિત્યપરિષદમાં આવવા સલાહ આપતાં કહ્યું: "પાઠક! આપણ ગુજરાતીઓ માટે તો સાહિત્ય એ જ મુખ્ય પ્રવૃત્તિ છે. દક્ષિણીઓ રાજ્યપ્રકરણમાં આગળ વધે, આપણે સાહિત્યમાં." રાજ્યપ્રકરણમાં કામ ન કરવું હોય તે ન કરે, અને જેને સાહિત્ય વધારે અનુકૂળ હોય તે તેમાં કામ કરે તેમાં કશો વાંધો નથી. પણ આ વાકયની નીચે જીવનની, અને સાહિત્યની પણ, એક ઘણી સંકુચિત દૃષ્ટિ છુપાયેલી છે. તે દૃષ્ટિ એક રીતે જોતાં આપણા આખા જીવનમાં વ્યાપ્ત છે. આપણામાં બ્રાહ્મણ હશે તે એટલું જ સમજશે કે હું મારી મેળે સેવાપૂજા કર્યા કરૂં, મારો ધર્મ પાળ્યા કરૂં, ભિક્ષાથી નિર્વાહ ચલાવું; દેશમાં શું થાય છે, આખા દેશ માટે શું થવાની જરૂર છે તેનું મારે શું? વાણિયો હશે તે એમ માનશે કે મારે પૈસો ભેગો કરવાની જરૂર છે તેથી વધારેની મારે શી પંચાત? કોઈ વેપાર કરે તેની ના નથી, પણ વેપાર કરતાં બીજો કશો વિચાર કરવાની ના પાડે છે તે અહીં ખરૂં અનિષ્ટ છે. આમ થવાથી આખા જીવનના જાણે કડકા થઈ ગયા છે. જીવનને એક રૂપે જોવાનો કોઈ પ્રયત્ન કરતું નથી, અને એનો ચેપ હવે સાહિત્યને લાગ્યો છે. આમ થવાનું કંઈક કારણ એ હશે કે પ્રથમના સાહિત્યકારો ઘણાખરા સરકારી, અને તેમાં પણ કેળવણી ખાતાના નોકરો નીકળ્યા છે, જેમને માટે રાજ્યપ્રકરણ એક અસ્પૃશ્ય વિષય હતો. પણ જીવનની આ એકદેશીયતા જીવનની અને સાહિત્યની

બન્નેની વિઘાતક છે. આવી એકદેશીયતા વધારેમાં વધારે ચાલી શકે એવું વિજ્ઞાન પણ અત્યારે એકદેશીયતા છોડીને સમગ્રાભિમુખ થાય છે. ગયા સૈકામાં પદાર્થવિજ્ઞાન ફિલસુફીને નહોતું ઓળખતું, અર્થશાસ્ત્ર નીતિને નહોતું ઓળખતું, નીતિશાસ્ત્ર માનસશાસ્ત્ર તરફ પૂરતું ધ્યાન નહોતું આપતું, પણ અત્યારે તો પશ્ચિમનાં બધાં શાસ્ત્રો પોતાની નાની મર્યાદાઓ તોડીને વિશાળ જીવનના કોઈ અજ્ઞાત મધ્યબિંદુ તરફ ગતિ કરવા નીકળી પડયાં છે. આવી એકદેશીયતા વિજ્ઞાનની પ્રગતિને પણ રોધક નીકળી તો સાહિત્યની તો તે વિઘાતક જ છે. પ્રાકૃતજનમાં અને સાહિત્યકારમાં જે મુખ્ય ફરક છે, કે હોવો જોઈએ, તે દૃષ્ટિની વિશાળતાનો. સાહિત્યકાર ભલે કામ કરે સાહિત્યનું એટલે કે લખવાનું, પણ તેનું દર્શન સમસ્ત જનતાનું હોવું જોઇએ. સાહિત્યકાર લખે ભલે એક જ વિષય પર—કોઈ પુષ્પ પર કે દાંપત્યપ્રેમ પર કે કોઈ કરુણ વૃત્તાંત પર, પણ તેની નીચે તેનું દર્શન હોવું જોઇએ સમગ્રનું; તો જ તે તે વિષયને પૂરો ન્યાય કરી શકશે, તો જ તેનું નિરૂપણ જનતાના હૃદયને સ્પર્શ કરી શકશે. સત્યનું સ્વરૂપ એવું છે કે જો તમે એક પ્રદેશમાં તેનાથી વિમુખ થાઓ તો તે સર્વત્ર તમારાથી વિમુખ થાય. તમે માત્ર રાજ્યપ્રકરણનાં સત્યો તરફ દુર્લક્ષ કરો તો બીજા બધા વિષયનાં સત્યો તમારાથી રીસાઈ બેસે. એક સાધારણ જ દાખલો લઇએ. ધારો કે તમે એક કરુણ રસની વાર્તા લખો છો. તેમાં બગીચાનાં ફૂલો કરમાઇ ગયા ઉપર કોઈ સ્ત્રી કે પુરુષ કલપાન્ત કરતો ચીતરો. પણ જે સમાજમાં લાખો માણસોને પેટ પૂરતું ખાવાનું નથી મળતું તે સમાજને એ કરુણ જ નહિ લાગે—એ વસ્તુના વ્યંગ્યમાં સમાજની કરુણ સ્થિતિ સૂચવાતી હોય તો જુદી વાત. સાહિત્યકારે સમગ્ર જીવનને અભિમુખ થઈ સંસ્કારો ઝીલવા જોઇએ. એમ કરતાં તેને જે સત્ય લાગે તે તેણે સ્વીકારવું જોઈએ. રાજ્યપ્રકરણી સત્ય તો મારે માટે નથી એવા પૂર્વગ્રહથી સમગ્ર દૃષ્ટિ વક્ર થાય અને પછી તેને કોઇ પણ વિષયનું સમ્યગ્દર્શન થઈ જ ન શકે. એવી

દૃષ્ટિના અનુભવમાંથી સર્જેલું સાહિત્ય લોકોને દોરી ન શકે તેમાં નવાઈ નથી. રાજ્યપ્રકરણથી અલગ રહેવાનો દોષ બંગાળામાં નહોતો, અથવા ઓછો હતો, ત્યાં 'આનંદમઠ' જેવી નવલકથા લખાઈ, તો તે સાહિત્યને આખું હિન્દ માન આપે પણ છે.

આપણી દૃષ્ટિની સંકુચિતતા એક બીજી રીતે પણ સાહિત્યમાં જણાય છે. ઘણી વાર કહેવાયું છે કે આપણા રૂઢિબદ્ધ સંસારમાં કશું નવું થવા પામતું નથી અને તેથી નવલકથાને માટે વસ્તુ મળતું નથી. આપણો સંસાર રૂઢિબદ્ધ છે એ વાત ખરી છે, જો કે રૂઢિઓ તોડવાનું સાહસ જન્માવવું એ પણ સાહિત્યનું કામ છે. પણ રૂઢિબદ્ધ હોવા છતાં આપણા સમાજમાં કંઈ અખૂટ વૈવિધ્ય, વૈચિત્ર્ય અને ચિત્રમયતા છે. રશિયા પણ આપણા જેવો જ સ્થિતિજડ મુલક હતો, પણ ત્યાંના લેખકોએ એમાંથી જ અદ્દભુત વાર્તાઓ લખી છે. અને રૂઢિ તોડવાનું સાહસ ન હોવા છતાં પશ્ચિમની અનેકસ્રોત સંસ્કૃતિએ આપણા સમાજ ઉપર કરેલા ઘસારાથી આપણી સ્થિતિમાં જે ફેરફારો પરિવર્તનો થયાં છે તે પણ ઓછાં આકર્ષક નથી. માત્ર આપણે તેનો ઉપયોગ કરી શકતા નથી, દૃષ્ટિની સંકુચિતતાને લીધે !

એ જ સંકુચિતતા એક બીજી રીતે પણ દેખા દે છે. પ્રાચીન કાવ્યો વિશે આપણે ફરિયાદ કરીએ છીએ કે તેમાં ધર્મ સિવાય બીજું કાંઈ નથી. એ તદ્દન ખરૂં નથી. તેમાં ધર્મ ઉપરાંત કુટુંબભાવના, સમાજ પર ટીકા વગેરે પણ હતું. અત્યારે આપણને એ ઉપયોગી નહિ હોય, પણ તે સમયના સમાજને તે વ્યક્તિની ટૂંકી મર્યાદામાંથી કંઈક ઉન્નત સ્થિતિનું ભાન કરાવનાર હતું. આપણા વર્તમાન સર્જનસાહિત્યમાં એવું બહુ ઓછું છે. ધર્મ વિશે આપણા વિચારો બદલાતાં, એ માત્ર ચર્ચાનો અને તર્કનો વિષય રહ્યો છે. કુટુંબભાવના પણ ઘણીવાર આત્મતૃપ્તિની ભૂમિકાએ નિરૂપાય છે. માણસને પોતાના સ્વાર્થની પર લઈ જઈ કોઈ ઉર્જ્વલ ધ્યેયથી તેના સમસ્ત જીવનને ચેતનવન્તું અને ધન્ય કરી મૂકે એવું કશું જ, સાહિત્ય આપી શકતું

નથી. લોકમાનસ જૂની જીવનગરેડો છોડી વિશાલ પ્રજાકીય જીવનમાં પ્રવેશ કરવા તત્પર છે પણ વર્તમાન સાહિત્ય તેમાં તેને દોરી શકતું નથી, તેને બલ કે ચેતન અર્પી શકતું નથી. વર્તમાન સાહિત્ય દાંપત્ય-પ્રેમ ઉપર લખી પોતાનું કામ પર્યાપ્ત થતું માને છે, એટલું કરતાં તેની સર્જનશક્તિ જાણે ખૂટી જાય છે. એડમન્ડ ગોસ એક જગાએ કહે છે તેમ લગભગ નિઃસીમ સાહિત્યક્ષેત્રના એક જ વીઘાને કસ ઉતરી જાય ત્યાં સુધી આપણે ખેડયા કરીએ છીએ.

વિશાળ જીવનની ઝાંખી આ યુગના આરંભથી થઈ છે એમ ગણવું જોઇએ. દલપત–નર્મદે એ જીવનમાં લોકોને દોરવા પ્રયત્ન કરેલો હતો, પણ તેમને પોતાને જ તે જીવનનું પૂરૂં દર્શન નહોતું. આપણા વર્તમાન સમાજનાં સર્વ બળો, આપણી પ્રાચીન સંસ્કૃતિનાં બળો અને પશ્ચિમની પ્રબળ સંસ્કૃતિનાં બળોનો તેમણે સમન્વય કર્યો નહોતો, એટલું કરવા જેટલો તેમને વખત પણ નહોતો; તેમણે પશ્ચિમમાંથી પ્રથમ દૃષ્ટિએ લેવા યોગ્ય વસ્તુઓ લેવાની અને એ દૃષ્ટિ-એ આપણામાંથી તજવાની વસ્તુઓ તજવાની મીઠી ભલામણ કરી. સદ્દગત સર રમણભાઈ, શ્રીયુત નરસિંહરાવભાઈ વગેરે જેઓ તે સમયે નવીનો કે સુધારકો ગણાતા તેમની પણ દૃષ્ટિ એ જ હતી. કાવ્ય અને કલા સંબંધી તેમના વિચારો વધારે સંસ્કારી થયા હતા એટલે તેમણે એ જ ઉપદેશ જુદી રીતે આપ્યો. આપણા જીવન પર વેગથી હલ્લો કરતી નવી સંસ્કૃતિને આપણી પ્રાચીન સંસ્કૃતિ સાથે જોવી, બન્નેનો સમન્વય કરવો એ કાર્ય મણિભાઈ નભુભાઈએ કર્યું. એમણે ફિલસૂફીની દૃષ્ટિએ એ કાર્ય શરૂ કર્યું છતાં તે તાત્ત્વિક ચર્ચામાં જ રહ્યું. તેમના સર્જનોમાં કાન્તા દાંપત્યપ્રેમનું નાટક છે, ગુલાબસિંહ યોગની અગમ્ય વાતો અને દાંપત્યપ્રેમનું મિશ્રણ છે, તેમનાં કાવ્યો તેથી એ વધારે અગમ્ય વેદાંતનાં છે. વ્યવહારની ભૂમિકા ઉપર આ સર્વ બળોને મૂર્ત કરવાનો પ્રયત્ન સદ્દગત ગોવર્ધનરામભાઈએ કર્યો. તેમના 'સર-સ્વતીચંદ્ર'માં આપણા સમાજના સર્વ પ્રશ્નો ચર્ચાયા છે. પણ ત્યાં પણ

વિશાલ લોકજીવનનો પ્રવેશ સરસ્વતીચંદ્રની મનોરથસૃષ્ટમાં જ રહી જાય છે, અને નજરે તો સરસ્વતીચંદ્ર અને કુમુદના સંબંધના પ્રશ્નો જ આવે છે. દેશી રાજ્ય સંબંધી તેમની ચર્ચા વસ્તુસ્પર્શી નથી એમ આપણા એક વિદ્વાન સાક્ષરે કહ્યું હતું, અને તેમની કથામાં લોકસંઘ Demos ઉપરની શ્રદ્ધા ક્યાંઈ ધબકારા મારતી નથી એમ કવિશ્રી ન્હાનાલાલે કહ્યું છે. કવિશ્રી ન્હાનાલાલની પોતાની કૃતિમાં પણ દાંપત્યપ્રેમનો પ્રશ્ન જ સર્વત્ર વિસ્તર્યો છે. તેમને પોતાને 'પ્રેમકુંજ'માં તેનું સમર્થન કરવું પડયું છે. તેમનો ઇન્દુકુમાર લોકસેવાનો અભિલાષી છે પણ હજી સુધી તો માત્ર તેનો કાન્તિ તરફનો પ્રેમ જ વ્યક્ત થયો છે, ભવિષ્યમાં તે કાંઈ વિશેષ કરે તો જુદું. કવિશ્રીએ યોજેલ મોગલ સમ્રાટોનું નાટકચક્ર મોગલોની કલાભાવનાને વ્યક્ત કરી, તેની પ્રશસ્તિ કરી અટકી જાય છે કે હિંદુ—મુસલમાનના સંગઠનને માટે કોઈ નવી ભાવનાઓ આપે છે એ હજી જોવાનું છે. તેમનાં આર્યત્વની ભાવનાનાં નાટકો કોઈ નવી ભાવનાઓ આપે છે કે કેમ તે પણ હજી ભાવીના ગર્ભમાં છે. શ્રીયુત મુનશીની નવલકથાઓમાં હજી સુધી તો વિશાલ લોકજીવનને માટે ઉત્સાહ કે ધ્યેયવાળાં પાત્રો નિષ્ફળ જ ગયાં છે. તેમનો ઇતિહાસનો પ્રોફેસર કાપડિયા, કામસૂત્રનો ઉપદેશ કરી શકે છે પણ દેશને નવો માર્ગ બતાવી શકતો નથી. તેમની ઐતિહાસિક વાર્તાઓમાં વ્યક્તિની બહાદુરી અને તે પણ તડાફડ મારામારી કરવાની બહાદુરી છે, તે ગુજરાતના કોઇ પણ કાલના જીવનનું કેટલે અંશે સાચું કે સમન્વયયોગ્ય પ્રદર્શન છે તે પ્રશ્ન છે.

આ પ્રમાણે આપણા સાહિત્યે વિશાલ જીવનમાં પ્રવેશ કરવાનો કે તેને મૂર્ત કરવાનો પ્રયત્ન કર્યો છે, પણ તેમાં તે સફળ થયું નથી. આપણું જીવન પોતાના વિકાસક્રમે જે નવી ભૂમિકામાં જવા પ્રયત્ન કરે છે તેને માટે બલ કે વેગ આ સાહિત્યે આપ્યું નથી.

હું ઉપર જોઈ ગયો તે આપણા સાહિત્યનું વિહંગાવલોકન નથી જ; સાહિત્યના ગુણદોષની દૃષ્ટિ પણ તેમાં નથી. આપણું સાહિત્ય

જરા પણ ચેતન પ્રેરી શક્યું નથી એમ પણ હું કહેવા માગતો નથી —જે જે લેખકે જેટલું નવચેતન પ્રેર્યું છે તેટલે અંશે તે લોકપ્રિય થયો છે, અને થશે. દાંપત્યપ્રેમ સિવાય ઘણા લેખકોએ ફિલસુફી નિબંધ ઇતિહાસ વગેરે પ્રદેશોમાં ઘણો સારો ફાળો આપ્યો છે અને તે એક કે બીજી રીતે પ્રજામાનસને વિશાલ જીવનને માટે ઘડે છે તેની મારે ના નથી. દાંપત્યપ્રેમના સાહિત્યને હું અવગણવા માગતો નથી. હું માનું છું કે કુટુંબનો આધાર દાંપત્યપ્રેમ ઉપર છે અને હજી સુધી તો સમાજનો એકમ કુટુંબ જ છે. મેં ઉપર જે દૃષ્ટિ નાંખી તે મારા આજના મુખ્ય પ્રશ્નને ધ્યાનમાં રાખીને નાંખી છે, અને તે ઉપરથી મારે એ કહેવાનું પ્રાપ્ત થાય છે કે આપણી પાસે વિશાળ સાહિત્ય હોવા છતાં તે સમગ્ર જીવનને જોવામાં હજી સફળ થયું નથી. આપણો સૌથી મોટો પ્રશ્ન સમાજની પામરતાનો, દીનતાનો, પરાધીનતાનો, અને તે કેમ ટળે તેનો છે, તે પ્રશ્ન ઉકેલવા જતાં આપણું સાહિત્ય અધવચ અટકી પડયું છે, અને માટે લોકને દોરવાને અને લોકમાં નવું ચેતન પ્રેરવાને સમર્થ નીવડયું નથી. હજી સુધી તેણે દાંપત્યપ્રેમના ઉપર જ લક્ષ આપ્યું છે. તેથી સાહિત્યમાં વૈવિધ્ય આવતું અટકયું છે. દરેક લેખક એ વિષય પર લખવાને કાબેલ હોય એ પણ અસંભવિત છે. જુવાન વાચક પર આ સાહિત્યના એવા સંસ્કારો પડે છે કે જાણે દાંપત્યપ્રેમ એ જ જીવનસર્વસ્વ છે, જીવનમાં જે કંઈ બીજું કરવું પડે તે દાંપત્ય-જીવનના ઉપભોગ અર્થે જ કરવાનું છે; અને અનુભવી વાચક આવા સાહિત્યથી કંટાળે છે. પ્રજા અત્યારે નવી લોકભાવના, આ દેશની સર્વ જનતા એક છે એવી ભાવના સિદ્ધ કરવા માગે છે, આખી દુનિયામાં એક પ્રજા તરીકે પોતાનું સ્થાન લેવા માગે છે, એક મહાન પ્રયત્નથી પોતાની હીનતા ખંખેરી નાંખવા માગે છે, ત્યારે સાહિત્ય તેને દાંપત્યની વાર્તાઓ સિવાય બીજું કાંઇ આપી શકતું નથી. જેને કસરતની જરૂર હોય તેને પંપાળવા કે ગલગલી કરવા જેવું આ છે.

આપણા જીવનમાં અત્યારે અનેક પ્રકારનાં બળો પ્રવર્તમાન છેઃ

આપણી પ્રાપ્ત વર્તમાન સ્થિતિનાં બળો, તેની સાથે અથડાતાં પશ્ચિમની પ્રબળ સંસ્કૃતિનાં બળો, આપણી પ્રાચીન સંસ્કૃતિના અભ્યાસથી ઉપજતાં બળો, આ બધાંના સંઘટ્ટન અને સંમિશ્રણથી આપણને વિવિધ દિશાએ પ્રેરતાં કે ખેંચી લઇ જતાં બળો, કે આપણે આપણી સુધારણા કે વિકાસને માટે આવશ્યક ગણીને ઊભાં કરેલાં બળો, અને તે ઉપરાંત વ્યક્તિઓની ધૂનનાં બળો. સાહિત્યનું ખરૂં કામ આ બધાં બળોનો સમન્વય કરવાનું છે, અને તે ન થાય ત્યાં સુધી એ બળોનું અને તેના સંઘટ્ટનનું સ્વરૂપ યથાતથ રજુ કરવાનું છે,—બીજાં બળો તરફ દુર્લક્ષ કરી, પોતાને સમજાતાં કે ભાવતાં બળોમાં જ મહાલવાનું નથી. આ કાર્યને માટે પ્રથમ તો આપણે પોતે સર્વ બળોને સમજવાં જોઈએ. આવાં સંમેલનો આ સમજણને ઘણી મદદ કરી શકે. લેખકો એક બીજા સાથે ખુલ્લા દિલે મળે, પોતપોતાના અભિપ્રાયો પોતપોતાનાં દૃષ્ટિબિંદુઓ પ્રગટ કરે, વિચારોની આપલે કરે, તો તેથી દૃષ્ટિમર્યાદા વિશાળ થાય, નહિ સમજેલું સમજાય, આપણી પોતાની અપૂર્ણતાઓ કે દુર્લક્ષ કે ખોટા ગ્રહો સુધારવાનું પ્રાપ્ત થાય; નવા વિચારો અને નવી વિચારદિશાઓ સૂઝે, જૂના વિચારો તાજા થાય, અને સમસ્ત અક્ષરદેહને કુસ્તીનું અને ખુલ્લી હવાનું આરોગ્ય મળે.

આવાં સંમેલનોમાં લેખકો અને વિવેચકો ભેગા થવાથી આપણી વિવેચના પણ વધારે યથાર્થ અને લક્ષ્યવેધી થઈ શકે. એ ખરૂં છે કે લેખકને દૂર રાખી વિવેચના માત્ર તેના લેખની જ કરવાની છે. પણ છતાં માણસને એક બીજાને ઓળખવા જતાં આંતર તેમ જ બાહ્ય, વ્યક્તિગત તેમ જ સમાજગત, વ્યવધાનો આડાં આવે છે. આવાં સંમેલનોમાં આ વ્યવધાનો સરી પડે તો એક બીજાને સમજવામાં કેટલી મદદ થાય, કેટલી અણસમજ, મિથ્યા ભ્રમો દૂર થાય, કેટલી કટુતા અટકે? દરેકના અનુભવમાં એમ નથી આવ્યું કે જાણે અમુક લેખકોનાં અનેક પુસ્તકો વાંચ્યાથી ન સમજાયું હોય તે કોઈ વિરલ ક્ષણે તેના સહવાસથી સમજાઈ જાય છે? વિવેચનામાં માત્ર

પ્રાચીન દર્શનોમાં પણ છે. પુરુષાર્થની આપણી ભાવનામાં તો તે છે જ પણ તેની સ્ફુટ ચર્ચા પણ રામાનુજે તત્ત્વત્રયમાં કરેલી છે. સ્વતંત્ર ઇચ્છાની માન્યતામાં ચર્ચાની બે ગૂંચો રહેલી છે. એક તો એ કે ભૌતિક જગતમાં સર્વત્ર આપણે કારણકાર્યનો અવ્યભિચારી નિયમ જોઇએ છીએ. એ નિયમ પ્રમાણે માણસને પણ પોતાની પ્રબલ વાસનાથી ધકકેલાઇ ક્રિયા કરતો જોઈએ છીએ. હવે તેમ છતાં માણસમાં, બે વૃત્તિઓમાંથી પ્રબલને અધીન ન થતાં, ઓછી પ્રબલને પસંદ કરવાની સ્વતંત્ર ઇચ્છા છે એમ માનીએ તો કારણકાર્યના સર્વવ્યાપી નિયમમાં આ એક સ્વતંત્ર ઇચ્છાનો મહાન અપવાદ કરવો પડે. પશ્ચિમની ફિલસૂફીમાં આ પ્રશ્ન ઠીક ચર્ચાયો છે. વિજ્ઞાનશાસ્ત્રના પક્ષપાતીઓએ સ્વતંત્ર ઇચ્છાનો ઇનકાર કર્યો છે, અને તેને માત્ર એક માનસિક આભાસ માન્યો છે, અને ચેતનતત્ત્વના પક્ષપાતીઓએ એક કે બીજે રૂપે સ્વતંત્ર ઇચ્છાને સાચી માનેલી છે. અલબત સદ્દગત રમણભાઈ સ્વતંત્ર ઇચ્છાને માને છે.

જે ધર્મ ઇશ્વરને પૂર્ણ અને સર્વશક્તિમાન પુરુષવિશેષ તરીકે સ્વીકારે છે તેને એક બીજી ગૂંચ નડે છે. ઈશ્વર સર્વશક્તિમાન છે, પૂર્ણ છે, આ આખું જગત તેની શકિતથી જ વિલસે છે તો મનુષ્ય જે બલથી અનિષ્ટ કરવા પ્રેરાય છે તે બલ પણ ઈશ્વરોત્થ જ છે, અને એ બલથી કરેલા કર્મને માટે તે પોતે જવાબદાર કેમ ગણાય? અહીં પણ ખરી રીતે તો ઉપલો પ્રશ્ન જ જુદે રૂપે આવે છે. ભૌતિક વાદમાં સર્વ બળો ભૌતિક છે, અહીં સર્વ બળો ઇશ્વરોત્થ છે એટલો જ ફેર છે. આ ગૂંચનો ખુલાસો એકેશ્વરવાદે કે કોઈ પણ ચેતનવાદે આપ્યો જાણુમાં નથી, પણ એકેશ્વરવાદ શ્રદ્ધાથી એમ સમાધાન કરે છે કે માણસનું જ્ઞાન પરિમિત છે, તેથી એ આ સર્વ પૂરેપૂરું સમજતો નથી. પણ સત્ય એ છે કે ગમે તેવી બે વૃત્તિઓમાંથી એકની પસંદગી કરવાની ઇચ્છા માણસમાં રહેલી છે, તેને લીધે જ જવાબદારીની પ્રતીતિ માણસને થાય છે, જે સત્ય છે—મિથ્યાભાસ

નથી. છતાં માણુસ નિર્બળ છે, અને પ્રબળ વાસના સામે યુદ્ધ કરવું ઘણું આકરું છે અને એવા યુદ્ધમાં એકલો ઝૂઝતાં તે હારી જાય છે. પણ ઈશ્વર ન્યાયી છે એટલું જ નહિ તેને માણુસ માટે પ્રેમ પણ છે, અને તેથી જો આપણે તેની પ્રાર્થના કરીએ તો તે પોતાની અખૂટ શકિતમાંથી આપણુને શકિત આપે છે અને તેથી માણુસ પોતાનાં આંતર યુદ્ધોમાં વિજયી થઈ શકે છે.

આ ઉપરાંત ક્રિશ્ચન ધર્મમાં, સદ્–અસદ્–વિવેકશકિત (conscience) ની માન્યતા પણ રહેલી છે. એમાં એવું મનાય છે કે ચિત્તમાં એક સાથે બે વૃત્તિઓ ઉપસ્થિત થાય તો તેમાંથી નૈતિક દૃષ્ટિએ કઈ ઉચ્ચતર છે તે સમજવાની માણુસમાં સ્વાભાવિક શક્તિ રહેલી છે. એ શક્તિ અનુસાર માણુસ સ્વાભાવિક રીતે ઉચ્ચતરને ઓળખી શકે છે અને પછી સ્વતંત્ર ઇચ્છાથી તે એમાંથી હરકોઈને પસંદ કરી તે પ્રમાણે વર્તન કરે છે. એ પસંદગીની જવાબદારી માણુસની પોતાની છે. તે જો ઉચ્ચતર વૃત્તિને સ્વીકારે તો તેટલે અંશે તે પુણ્ય બને છે અને અધમ વૃત્તિને સ્વીકારે તો તેટલે અંશે અધમ બને છે. અંગ્રેજ ધર્મવિવેચક માર્ટિનો આ નીતિ-સિદ્ધાન્ત વિશે વિવેચન કરતાં કહે છે કે આ સદ્–અસદ્–વિવેકવૃત્તિ એક તરફથી માનવ છે, માનવના સ્વભાવનો જ અંશ છે, અને છતાં બીજી તરફથી તે માનવોત્તર એટલે દિવ્ય છે ઈશ્વરના અનુસંધાનવાળી છે. એ વૃત્તિ આપણા સ્વભાવનો અંશ હોવી જ જોઈએ, કારણકે એમ ન હોય તો દરેક નૈતિક નિર્ણય આપણુને કોઈ બાહ્ય સત્તામાંથી આવતો, અને તેથી આપણા સ્વભાવ ઉપર બલાત્કાર રૂપ લાગવો જોઈએ. પણ એમ લાગતું નથી. આપણો નીતિનો નિર્ણય અનુસરવામાં પણ આપણે આપણા જ સ્વભાવનો આવિષ્કાર અનુભવીએ છીએ. પણ તે સાથે તે માનવોત્તર, દિવ્ય પણ હોવી જોઈએ. એ સિવાય આપણી જ વૃત્તિઓમાં એકની અપેક્ષાએ બીજી વૃત્તિમાં પ્રતીત થતી ઉચ્ચતાનો ખુલાસો થઈ શકતો નથી. જો માણુસને મન

પોતે જ સર્વસ્વ હોય, પોતાથી બહાર કોઈ ઉચ્ચતર સત્તા ન હોય, તો પોતામાં રહેલી બધી વૃત્તિઓ તેને સરખી જ દેખાય. તેમાં તેને ઉચ્ચાવચતાની પ્રતીતિ ન થાય. એટલે આ સદ્–અસદ્–વિવેકવૃત્તિ વિલક્ષણ સ્વરૂપની છે. તે માનવ છે, અને માનવોત્તર, દિવ્ય પણ છે. તેનો એક છેડો માનવમાં છે, અને બીજો છેડો ઈશ્વરમાં રહેલો છે. માણસની જાત ઉપર ઈશ્વરનું નૈતિક સામ્રાજ્ય છે તે આની દ્વારા છે.*

માર્ટિનોએ આ સર્વ વિવેચન એક ખરા ભક્તહૃદયથી બહુ પ્રૌઢ ગંભીર અને અસરકારક શૈલીમાં કરેલું છે. ગુજરાતમાં તેમ હિંદના બીજા પ્રાંતોમાં પણ તેની અસર હતી. આપણા ત્રણ લેખકો ઉપર એની અસર હું જોઉં છું. સદ્ગત રમણભાઈ, શ્રી ન્હાનાલાલ કવિ, અને સદ્ગત નરસિંહરાવ. શ્રી ન્હાનાલાલે પ્રસંગશઃ એ અસરનો જાહેરમાં સ્વીકાર પણ કરેલો છે.

ઉપર કહેલી માન્યતાઓ 'રાઇનો પર્વત'માં આપણે જોઈએ છીએ. આગળ રાઈના નૈતિક નિર્ણયની ઉક્તિમાંથી મેં લાંબું અવતરણ આપેલું છે. એ અવતરણની પહેલાંની ઉક્તિમાં બે માર્ગમાંથી એકની પસંદગીનું મંથન છે. તેમાં માણસની સ્વતંત્ર ઇચ્છા અને નૈતિક જવાબદારીની માન્યતા સ્પષ્ટપણે જણાઈ આવે છે.

બે રહ્યા તુજ સમીપ માર્ગ જ્યાં;
તું ગ્રહે ઉભયમાંથી એક ત્યાં.

એ જ ખરી વાત છે. માણસ જાતે જ માર્ગ પસંદ કરે છે. ઘસડાવાનું કહેવું એ માત્ર જવાબદારીમાંથી બચવાનું બહાનું છે.

અહીં જ પછી તે માર્ગ નક્કી કરે છે જેનું અવતરણ આગળ આપેલું છે. એ અવતરણમાં આપણે સર રમણભાઈની પ્રાર્થના

* આમાંની ઘણી દલીલોમાં મને તર્કદોષ જણાય છે. માનવને પોતામાં પ્રતીત થતી ઉચ્ચાવચતાનો ખુલાસો કરવા જો તેનાથી ઉચ્ચતર ઈશ્વરસત્તાને માનવાની જરૂર હોય, તો ઈશ્વરમાં પોતામાં આ નીતિપ્રતીતિ છે તેનો શો ખુલાસો? જો ઈશ્વરમાં પોતાથી ઉચ્ચતર શક્તિ વિના પણ ઉચ્ચાવચતા-પ્રતીતિ શક્ય હોય, તો માણસમાં જ એ શક્ય છે એમ કેમ ન માની લેવું?

સંબંધી માન્યતા પણ જોઈએ છીએ. અહીં રાઈએ પ્રાર્થનામાં 'આપજો બળ તેહવું' કહેલું તેનું પુનઃસ્મરણ તેને લીલાવતીના શયનગૃહમાં એકાન્ત મિલન વખતે થાય છે અને તેને સૌંદર્યપ્રલોભન સામે ટકી રહેવાનું બળ તેમાંથી મળે છે. આ સ્વતંત્ર ઇચ્છા અને પુરુષાર્થ, પ્રલોભનના પ્રાબલ્યની અસર થવી અને છતાં તેની સામે થઈ પુરુષાર્થ કરવાની માનવમાં રહેલી શક્તિ, એ એનો વિરોધ તેઓ સુંદર રીતે કાવ્યમાં નિરૂપે છે:

આત્મા શોણિત માંસ અસ્થિનિ ગુફા અંધારિ તેમાં પુર્યો,
ઉત્સાહી અભિલાષ દુર્લભ ઘણા સંસાર તેથી ભર્યો;
રોકાયો પુરુષાર્થ કારણ અને કાર્યો તણી બેડિથી,
ઘેરાઈ સઘળે અગમ્ય ઘટના સંકલ્પ થંભાવતી.

અહીં માણસની સ્વતંત્ર ઇચ્છા અને કારણકાર્યનો નિયમ, એ એ વચ્ચેના વિરોધનું સ્પષ્ટ સૂચન છે, એ વિરોધનો કંઈક ખુલાસો પણ અહીં દેખાય છે. માણસનું ચૈતન્ય, જે સૂક્ષ્મ છે, દિક્કાલથી અપરિચ્છિન્ન છે, તે સ્થૂલ લોહી માંસના દેહમાં પૂરાયું છે તેમાં જ બધા વિરોધનું બીજ રહેલું છે! અને માનવ જીવનમાંથી એ કદી ખસવાનું નથી. છતાં માનવમાં દિવ્ય અંશ રહેલો છે. મેં ઉપર કહ્યું તેમ નીતિપ્રતીતિમાં તેની દિવ્યતા પ્રગટ થાય છે. અને એ સત્ય પણ તેમણે એક સુંદર કાવ્યમાં સૂચવ્યું છે. પહેલા અંકના ૫ મા પ્રવેશમાં રાઇને જાલકા નદીમાં સ્નાન કરી આવવા મોકલે છે ત્યાં તે ઘેરા ચિંતનમાં પડે છે. તે ચિંતન દરમિયાન કહે છે:

(હરિગીત)

આ તારકો પ્રતિબિંબ દ્વારા જળ વિશે ઉતરી ગયા!
ખેંચે નદીનો વેગ તો એ સ્વસ્થલે તે દૃઢ રહ્યા!
મુજ અંતરે પ્રતિબિંબમાં કંઈ જ્યોતિઓ જે ઝગઝગે,
શું જાલકા મતિવેગમાં જાશે તણાઈ સર્વ તે?

નદીમાં જેમ જાતજાતનાં પાણીનું વેગથી વહન થયા કરે છે

તેમ માણસના મનમાં અનેક વૃત્તિઓનો ઓઘ વહ્યા જ કરે છે. પણ જેમ વહેતા પાણીમાં પણ તારાનાં પ્રતિબિંબો સ્થિર રહે છે તેમ માનસના આ વહેતા ઓઘમાં પણ સદ્-અસદ્-વિવેકવૃત્તિ સ્થિર રહે છે. દરેક વૃત્તિની ઉચ્ચાવચતાની આંકણી કરી આપવા તે છે જ! નદીમાં જે સ્થિર તેજ દેખાય છે તે ઊંચા આકાશથી ઊતરી આવ્યાં છે તેમ જ એ સદ્-અસદ્-વિવેકવૃત્તિ પણ ઇશ્વરના અનુસંધાનથી આવેલી છે. તે માનવ હૃદયમાં હોવા છતાં દિવ્ય છે.

આ રીતે સદ્ગત રમણભાઈએ પોતાની ઊંડામાં ઊંડી શ્રદ્ધા અને ઉન્નતમાં ઉન્નત આદર્શ આ નાટકમાં મૂકેલાં છે. આ કૃતિ તેમની ઉંમરનું પરિપકવ ફલ છે અને તેમાં તેમની ઉન્નત શ્રદ્ધા છે એટલું જ નહિ, પણ તેમની ભિન્ન ભિન્ન સર્વ સાહિત્યશક્તિઓએ પણ પોતપોતાનો ઉચિત ફાળો તેમાં આપ્યો છે. સર રમણભાઈ આપણા એક ઉત્તમ ચિંતક હતા, તો તે ચિંતનશક્તિ પણ આપણે આમાં જોઈએ છીએ. સર રમણભાઈ સંસારસુધારક હતા, તો તેમના સંસારસુધારાના વિચારો પણ આમાં પ્રતીત થાય છે. સર રમણભાઇ હાસ્યના લેખક હતા તો તેમનો હાસ્ય પણ જુદા જુદા રૂપમાં આ નાટકમાં અંતરે અંતરે આવે છે. સર રમણભાઈ વકતા હતા, તો તેમની વકતૃત્વ શક્તિ પણ આપણે આ નાટકમાં ઉચિત પ્રસંગે જોઈએ છીએ. સર રમણભાઇ કવિ હતા તો તેમના કવિત્વને પણ તેમણે અહીં પૂરતો અવકાશ આપ્યો છે. એમની આ અનેક વિધ સાહિત્યશક્તિઓને તેમના પ્રત્યક્ષ લોકસેવાના વ્યવસાયને લીધે શાન્તિ અને અવકાશ મળ્યાં નહિ જેને લીધે તેમના તરફ મમતા ધરાવનારા વિવેચકોએ સાહિત્યને અન્યાય થયાની ફરિયાદ કરી છે; તે લોકસેવાની તેમની ભાવના અને તેમણે નહિ ભોગવેલ શાન્તિનો ખુલાસો પણ આ નાટકનાં કલ્યાણકામ-સાવિત્રી દંપતીના જીવનમાં ઉપલબ્ધ થાય છે. તે દંપતી-યુગલને, હું ફરી કહીશ, રમણભાઇએ પોતાના ઉચ્ચત્તમ સંસ્કારોમાંથી ઘડેલ છે.

ગુજરાતના ઇતિહાસમાં યુનીવર્સિટી કેળવણીને લીધે તેના એક કેળવાયેલા વર્ગમાં એક જમાનો એવો આવ્યો જેને આપણે પ્રાર્થના-સમાજ અને સંસારસુધારાનો જમાનો કહીએ. સર રમણભાઇ એ જમાનાના અને વર્ગના એક સમર્થ પ્રતિનિધિ હતા. એ જમાનો હવે પોતાનું કામ કરી પૂરો થયો છે. રમણભાઇ એ જમાનાના જેમ એક સમર્થ અને ઉત્તમ પ્રતિનિધિ હતા તેમ 'રાઇનો પર્વત' પણ એ જમાનાનું ઉત્તમ ફળ અને પ્રતિનિધિ છે. સંસારસુધારો* અને પ્રાર્થનાસમાજનાં મંતવ્યો આ એક જ પુસ્તકમાં જેવાં સમન્વિત થઇ પ્રકટ થયાં છે તેવાં બીજા કોઈ એક જ પુસ્તકમાં નથી થયાં. પણ તે સાથે કહેવું જોઈએ કે સદ્ગત રમણભાઇને તેમના જમાનાના માત્ર પ્રતિનિધિ ગણવા એ એક અન્યાય છે. તેઓ એવા પ્રતિનિધિ હોવા ઉપરાંત ઘણું વિશેષ હતા અને એ એમના સર્વ પરિચિતો જાણે છે. તેમ જ 'રાઇનો પર્વત' એ જમાનાનું પ્રતિનિધિ હોવા ઉપરાંત ઘણું વિશેષ છે. એનાં પાત્રોનું સૌજન્ય અને શિષ્ટતા, એનાં સાચાં મંથનો, અને સાચી ઉત્કર્ષની અભિલાષા, એ સર્વ એ પુસ્તકના એવા ગુણો છે જે ગમે તે જમાનામાં પણ આસ્વાદ્ય રહે. મનને પણ ફેર ચડે એવા વેગથી બદલાતો આપણો સમાજ તેમની શક્તિ સચ્ચાઈ સેવા અને સૌજન્યની પૂરી કદર ન કરે તોપણ, સાહિત્યમાં તેમના પુસ્તકને એવો અન્યાય થયો નથી અને થશે પણ નહિ. અને ગુજરાતના શિષ્ટ સાહિત્યમાં તેને જે સ્થાન મળેલું છે તે ચિરકાળ રહેશે એમાં શંકા નથી.

---

* અલબત સંસારસુધારામાં એક પ્રકારની સમાજશાસ્ત્રની ફિલસૂફી રહેલી છે. તેનો મુખ્ય સિદ્ધાન્ત વ્યક્તિસ્વાતન્ત્ર્યવાદ કહી શકાય. એ સિદ્ધાન્તોને મર્યાદાઓ છે, પણ આ નાટકમાં સંસારસુધારાની નીચે રહેલી સમાજશાસ્ત્રની સમાજશાસ્ત્રીય મીમાંસા નહિ, પણ તેની ધાર્મિક મીમાંસા પ્રગટ થાય છે એટલે સમાજશાસ્ત્રની દૃષ્ટિએ તેની ટીકા કરવાનું પ્રાપ્ત થતું નથી.

લખ્યું આશરે જેઠ ૧૯૯૫

# બંકિમ જયંતી

## [વિચારચંક્રમણ]

### હિંદના અન્ય પ્રાન્તો સાથેના સાહિત્ય સંબંધો

બંકિમ જયંતીના પ્રસંગે સહેજ પ્રશ્ન ઊઠે છે કે બંગાળી સાહિત્ય સાથે આપણે સૌથી પહેલો સંબંધ ક્યારે થયો, અને પછી એ કેમ પોષાયો. અત્યાર સુધી ગુજરાતી સાહિત્યને આવા સંબંધો ત્રણ પ્રાન્તના સાહિત્ય સાથે છેઃ હિંદી, મરાઠી અને બંગાળી. ગુજરાતી ભાષાને, ભાષાના બંધારણની દૃષ્ટિએ પશ્ચિમ રાજસ્થાની અને મારવાડી સાથે વધારે સંબંધ છે, ગુજરાતની ઘણીએ નાતો મારવાડમાંથી ઊતરી આવી છે છતાં મારવાડી સાથે આપણે સાહિત્યસંબંધ નથી. મારવાડનાં થોડાં ભજનો, થોડી વાર્તાઓ, શૌર્યકથાઓ, લોકગીતો ત્યાંથી આપણા લોકો સાથે લઈ આવ્યા હશે પણ તે તો પુરાતત્ત્વવિદે શોધવાની વસ્તુ થઈ ગઇ છે, કોઇ જીવન્ત સાહિત્યસંબંધ અત્યારે તેની સાથે નથી.

હિંદી સાથે ગુજરાતીને જૂનો સંબંધ છે. હિંદી રાષ્ટ્રભાષા હતી, અને કંઈક અંશે તે સાહિત્યની અને ભજનોની ભાષા હતી. હિંદીમાંથી ભૂતકાળમાં આપણે ઘણું લીધું છે, અને હિંદીને યથાશક્તિ આપણા કવિઓએ ફાળો આપ્યો પણ છે. સદ્‌ગત ડાહ્યાભાઇ દેરાસરીએ હજી ગયે વરસે જ "ગુજરાતીઓએ હિંદી સાહિત્યમાં આપેલો ફાળો" એ વિષય ઉપર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી એક નાની પુસ્તિકા બહાર પાડી હતી તેમાં હિંદી સાથેનો સંબંધ કેવો ગાઢ અને માર્મિક હતો તે બતાવેલું છે.

મરાઠી સાથેનો આપણો સંબંધ હિંદીની અપેક્ષાએ ઘણો મોડો ગણાય. આપણા જૂના કવિઓએ મરાઠી સાથે આપસનો સંબંધ

રાખ્યો જણાતો નથી. દયારામે મરાઠીમાં થોડાં કાવ્યો કર્યાં છે, તેણે દક્ષિણનાં તીર્થો કર્યાં હતાં, પણ એ કાવ્યો જીવન્ત સંબંધના પુરાવા કરતાં મને કૌતુકનાં વિશેષ જણાય છે. મરાઠી સાથેનો સંબંધ કેવળ આધુનિક છે, અને તેમાં, આપણા ઈલાકાની રાજધાની દક્ષિણમાં મુંબઈ થઈ એને હું કારણ માનું છું. આથી જ સરકારનાં દેશી ભાષાખાતાંમાં પડેલા દક્ષિણીઓ ગયા ને પછી એકતંત્રતા સાચવવા માટે ગુજરાતીમાં મરાઠીનાં ભાષાન્તરો થયાં. સાઠીના સાહિત્યમાં આ ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પાડેલો છે. અત્યારે બન્ને ભાષાઓ એક જ ભૂમિકા ઉપર છે. બન્નેમાં સ્વતંત્ર રીતે લલિત વાઙ્મય લખાય છે, સ્વતંત્ર રીતે શોધખોળ થાય છે, બન્ને એક બીજા સાથે આપલેનો વ્યવહાર રાખે છે. બન્ને વચ્ચેનો આ વ્યવહાર વધવો જોઈએ, અને ભાષાની દૃષ્ટિએ પણ બન્નેના અભ્યાસીઓ નીકળે એ ઇષ્ટ છે.

બંગાળી સાથેનો આપણો સંબંધ આ બન્નેથી ભિન્ન રીતે થયો છે. એ સંબંધ કરી આપનાર મૂળ વ્યક્તિ નારાયણ હેમચન્દ્ર મને જણાય છે. અને અત્યારે આ સંબંધ જોકે બંગાળીમાંથી નવલકથાના અનુવાદનું રૂપ મુખ્યત્વે ધરાવે છે પણ મૂળ તે એ રૂપનો નહોતો. બાબુ દેવીપ્રસન્ન રાય ચૌધરીની મૂળ બંગાળી વાર્તા "સંન્યાસી"-ના નારાયણે ગુજરાતીમાં કરેલા ભાષાન્તરની સમાલોચના લેતાં સદ્ગત નરસિંહરાવ ૧૮૮૯માં લખે છે:

અત્યારસુધી ભાઈ નારાયણે બહુધા સાક્ષાત્ ઉપદેશ આપનારા ગ્રન્થો ઉપર જ શ્રમ ચલાવ્યો હતો. અશ્રુમતી અને પુરુવિક્રમ નાટક એ બે નાટકગ્રંથો બાદ કરતાં, પરોક્ષ રીતે ઉપદેશ આપનાર નાટક વાર્તા ઈત્યાદિ રૂપના ગ્રંથમાં નારાયણ હેમચન્દ્રનો આ પ્રથમ જ પ્રસિદ્ધ કરેલ ગ્રંથ છે. ગુર્જર ગ્રંથકારોને વાર્તા ગ્રંથ તે શું એ વાતનો અસાધારણ પરિચય કરાવનાર આ બંગાળી વાર્તાનું ભાષાંતર છે. (મનોમુકુર પૃ. ૧.)

અર્થાત્ નારાયણ હેમચન્દ્રે બંગાળીમાંથી પહેલાં ભાષાન્તરો કરેલાં તે વાર્તાનાં નહિ પણ ઉપદેશના ગ્રન્થોનાં.

નારાયણે ‘ હું પોતે ’ એ પુસ્તકમાં પોતાનું આત્મચરિત્ર લખેલું છે, તેનો પહેલો ભાગ જ પ્રસિદ્ધ થયો છે અને તેમાં તે પોતે યુરોપ જવા નીકળ્યો ત્યાં સુધી પોતાનું આત્મવૃત્તાન્ત લાવે છે. છેવટના પ્રકરણમાં પોતે લખેલાં પુસ્તકોની યાદી મૂકી છે જે સમયાનુક્રમે આપેલી હશે એમ જણાય છે. તેમાં ઉપર જણાવેલ અશ્રુમતી નાટક અને પુરુવિક્રમ નાટક અનુક્રમે ૨૭મું અને ૨૮મું અને સંન્યાસી ૪૦મું પ્રકાશન છે. તેનાં શરૂઆતનાં પ્રકાશનો પ્રાર્થનાવલી, ધર્મદીપિકા જેવાં ધર્મવિષયક છે. તે પછી કેટલાંક ઉપનિષદો વગેરેના સારનાં છે, અને પછી બ્રાહ્મધર્મનાં છે.

‘હું પોતે’ વાંચતાં જણાય છે કે નારાયણને નાનપણમાંથી વાંચવાનો શોખ બહુ જબરો હતો. આ પુસ્તક અત્યારે દુર્લભ છે તેથી જરા લંબાણથી એમાંથી ફકરા ઉતારું છું:

મારો ક્રમ પહેલાંના જેવો ચાલેલો હતો. હું દરરોજ સવારે ળા વાગે ખાઇને ઘરમાંથી નીકળીને, કોઇ વખતે પાદરીને ત્યાં, તો કોઇ વેળાએ બીજા કોઇ વિદ્વાનને ત્યાં જતો હતો, કોઇ કોઈ વખતે પેલા મેરાઇ ગોવિદને ત્યાં વાંચવા જતો. ગોવિદ મેરાઇને બહુ પુસ્તકોની માહિતી હતી, તેથી તેને ત્યાં ગયાથી કંઈ ને કંઇ નવા પુસ્તકની ખબર મળતી તે તરત હું કોઈને ત્યાંથી લાવીને વાંચતો. એટલામાં વિઠ્ઠલ ખાંડેકરની ઓળખાણ થઈ. તેણે બંગાળી ભાષામાંથી ધર્મશિક્ષણ નામનું પુસ્તક કર્યું હતું. તે પ્રાર્થનાસમાજનો મેમ્બર હતો, તેને બંગાળી આવડતું હતું. તેની જોડે બંગાળીભાષા સંબંધી વાતચીત થઇ. તેણે જણાવ્યું કે બંગાળી ભાષામાં ઘણાં જ સારાં પુસ્તકો છે, તેનું ભાષાન્તર થાય તો લાભ થાય. તે અરસામાં તેણે આદિશાસ્ત્ર અને ઈશ્વરજ્ઞાન નામના બાબુ કેશવચંદ્ર સેનના બંગાળી ભાષણનો મરાઠી તરજુમો બહાર પડયો. તે મેં વાંચ્યો. વાંચીને તેનું ભાષાન્તર કરવાની ઇચ્છા ઉત્પન્ન થઈ. તેનું મેં ભાષાન્તર પણ કર્યું. હવે તેને સુધારીને છપાવવું જોઈએ, તે વિષે વિચાર કરવા લાગ્યો. આ વાત ગોવિંદ મેરાઈને કહી. તેણે મને સલાહ આપી કે મુંબઈમાં ચીના બાગમાં મનસુખરામ સૂર્યરામ રહે છે તેને તે દેખાડીને છપાવવાની ગોઠવણ

કરો તો ઠીક. તે ગુજરાતી સારું લખે છે. તે પ્રમાણે મેં મુંબઈમાં ને મુંબઈમાં તેમને કાગળ લખ્યો. કાગળમાં જણાવ્યું કે મેં એક આહિક અને ઈશ્વરજ્ઞાનનું પુસ્તક મરાઠી ઉપરથી લખ્યું છે, તેને તપાસી આપશો તો મોટા અભારી થઇશ. મેં મારો પત્તો લખ્યો તેનો જવાબ મળ્યો કે તમે મને મળજો. તે પ્રમાણે હું શેઠ મોરારજી ગોકળદાસની વાડીમાં ગયો. તેઓ તે વેળાએ બજારની નાની બંગલીમાં રહેતા હતા ત્યાં ગયો, પછી વાતચીત થઈ પુસ્તક જોયું. તેણે બોઇને કહ્યું કે કોઇ દક્ષિણી ગુજરાતી જાણનાર સુધારે તો ઠીક. તેણે રા. રા. ભાસ્કર હરિ ભાગવતને ત્યાં લઇ જવા કહ્યું, અને મને વખતોવખત પોતાને ત્યાં આવવાનું કહ્યું. ત્યારથી હું મનસુખરામને ત્યાં વખતોવખત જાઉં છું. અને તેમની તરફથી કેટલાંક પુસ્તકો વાંચવાનો લાભ મળ્યો.

× × ×

......હવે તે છપાવવાની ગોઠવણમાં મંડયો. એટલામાં ગોવિંદ મેરાઇએ કહ્યું કે અમદાવાદમાં રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ પ્રાર્થના સમાજના શ્રીમંત મેમ્બર છે તેના ઉપર આ ચોપડી મોકલીને લખો કે આ પુસ્તક આપના ખર્ચથી બહાર પાડો તો ઉપકાર થશે. તે પ્રમાણે મેં સુધારેલી ચોપડીની સાથે કાગળ મોકલ્યો. તેનો ઉત્તર થોડા દિવસ પછી મોકલ્યો અને ચોપડી પાછી મળી, તેમાં લખ્યું હતું કે તમે તે પુસ્તક છપાવો હું તેની કેટલીક નકલો લઈશ. ( પૃ. ૫૪–૫૫ ).

× × ×

મેં માધવરાવને ત્યાં જુનાં 'વિવિધ જ્ઞાન વિસ્તાર' નામનાં ચોપાનિયાં વાંચ્યાં તેમાં બંગાળી ભાષા શીખવાનું સહેલું છે એવું વાંચ્યું. તેના સ્વર અને વ્યંજન આપ્યા હતા તે જોયા. હવે શીખવાનું મન થયું. તરત મનમાં આવ્યું કે વિઠ્ઠલ ખાંડેકરને ત્યાં જવાથી શીખાશે. તરત તેને ત્યાં ગયો, તે બહાના કાઢવા લાગ્યો, શીખવ્યું નહિ, મારી ઇચ્છા બંગાલી ભાષા શીખવાની બહુ થઇ. હવે ઉપાય શો કરવો, તે વેળાએ એકદમ મનમાં આવ્યું કે બાઈબલ બધી ભાષામાં છે, તેમની મદદથી શીખાય એમ છે. તરત બાઇબલ સોસાયટીમાં જઇને મેથ્યુના સમાચાર લીધા. પણ વંચાયું નહિ. ભાષા શીખ્યો નહિ. ( પૃ. ૫૭ )

× × ×

એ અરસામાં હું પણ મારી ઉન્નતિ કરવામાં રોકાયો હતો, દરરોજ કોઇને ને કોઇને ત્યાં જઈને જ્ઞાનની વૃદ્ધિ કરતો હતો. કોઇ વખતે પ્રાર્થના સમાજના મેમ્બરોને ત્યાં, તો કોઈ વખત ભાઈશંકરને ત્યાં, તો કોઈ વેળાએ મનસુખરામને ત્યાં જઈને પુસ્તકો લાવીને વાંચતો. એક વેળાએ વાસુદેવ બાબાજી નવરંગને ત્યાં સાંભળ્યું કે એક બાબુ આવ્યા છે તે બહુ વિદ્વાન છે, તેને મળવું જોઇએ. તે ધાર્મિક છે. પછી મેં તેનું ઠેકાણું પૂછ્યું. તેઓએ ગોવાળિયા તળાવ પર ગોકળદાસ તેજપાળ બોરડિંગ હાઉસ બનાવવા માટે જે મોટો બંગલો લીધો છે તેમાં રહેતા હતા, પછી હું બીજે દહાડે સવારે ખાઈ પીને ચાલ્યો. આઠેક વાગે હું ત્યાં પહોંચ્યો, હું જેવી રીતે ગુજરાતી મરાઠીના ઘરમાં કોઈને પણ નહિ કહેતાં ઉપર ચાલ્યો જતો હતો, તેમ હું દાદર ચઢીને ઓરડામાં ગયો. ત્યાં જઈને જોયું તો આશ્ચર્ય પામ્યો. એક જુવાન છુટાવાળવાળી સ્ત્રી મને જોઈને દોડતી નાસી ગઇ...હું કંઇ અનુમાન કરી શક્યો નહિ. મેં જઈને પૂછ્યું બાબુજી ક્યાં છે. તે વેળાએ એક ઠીંગણા, નાની મૂછવાળા, ગૌર વર્ણના, મોંટા કાનવાળા, મોટા નાકવાળા તથા મોટી આંખવાળા બાબુ બારણા તરફ આવ્યા. તેઓએ હિંદુસ્તાની બોલીને કહ્યુ કે 'આઇએ.' હું ઓરડામાં ગયો, ઓરડામાં ખુરશી, કોચ, પુસ્તકનાં કબાટ હતાં. એક ટેબલ ઉપર કાગળ, કલમ અને ખુરશી હતી. તે ટેબલની પાસે એક ખુરશી હતી તેના ઉપર બેસવા કહ્યું. (પૃ. ૫૯).

× × ×

હું બીજે દહાડે બાબુને ત્યાં ગયો. તે વેળાએ મેં જે લાહોરથી હિંદી ચોપડીઓ મંગાવી હતી, તે સાથે બાબુને ત્યાં લઈ ગયો. બાબુને મેં કહ્યું કે આ હિંદી ચોપડીઓ મેં લાહોરથી મંગાવી હતી તે બાબુએ જોઈને તરત કહ્યું કે આ મારી લખેલી ચોપડીઓ છે. પછી મેં વિવાહ-પદ્ધતિ, ઉપનયનપદ્ધતિ, આચારદર્શ વગેરે ચોપડી માંગી. તરત તેમણે એક છોકરાને બોલાવીને તે પુસ્તકો મંગાવ્યાં. અને તેની જોડે બીજાં પુસ્તકો પણ મંગાવ્યાં. તે પુસ્તકોની કિંમત મેં પૂછી, બાબુએ કહ્યું કે એની કિંમત કંઈ નહિ. તમને તે ભેટ આપું છું. મેં કહ્યું એના પૈસા લ્યો, નહિ લ્યો તો મારે એની જરૂર નથી. બાબુએ બહુ આગ્રહ કર્યો કે એ ચોપડીઓ તમને ભેટ આપું છું તે લ્યો. મેં લાચારીથી તે પુસ્તકો લીધાં. પછી બીજી વાતચીત થઈ. પછી મેં પૂછ્યું કે કાલે હું અહીં આવ્યો હતો ત્યારે એક છૂટા વાળવાળી સ્ત્રી મને

જોઈને નાસી ગઇ. તે શાથી નાઠી? હું તો ઘણા માણસોને ત્યાં જાઉં છું પણ કોઇ મને જોઈને ડરતા નથી, હું શું જનાવર છું? આવું મેં કહ્યું, ત્યારે બાબુએ ઓરડામાં જઇને પેલી છૂટા વાળવાળી સ્ત્રીને મારી પાસે લાવ્યા અને કહ્યું કે એ મારી સ્ત્રી છે. એમ કરીને એક ખુરશી ઉપર બેસાડી. તેમનો મેં જરા ચહેરો જોયો. તે ચહેરો બહુ જ ખૂબસુરત હતો. જરા જોઇને મેં શરમાઇને નીચું ઘાલ્યું. તે સ્ત્રી કંઈ બોલી નહિ. થોડી વાર પછી તે જતી રહી. પછી બાબુ ને હું વાતે વળગ્યા. તેમાં બાબુએ ધર્મ સંબંધી વાતો કરી. તે પોતે યજુર્વેદનું ભાષાન્તર કરતા હતા તેમાંથી થોડુંક સંભળાવ્યું. મેં ત્યાં પડેલાં બંગાળી પુસ્તકો જોયાં. બાબુએ કહ્યું કે એ બંગાળી પુસ્તકો છે. મેં કહ્યું કે હું જાણું છું. મારે તે શીખવાનું મન છે. પણ કોઈ શીખવનાર નથી. મને ક, ખ, ઓળખતાં આવડે છે તે શીખવા માટે મેં બાઇબલ વેચાતું લીધું, પણ તે વાંચતાં આવડતું નથી. તમારી પાસે પહેલી ચોપડી હોય તો આપો. આથી બાબુએ આશ્ચર્ય પામીને મને કહ્યું, કાલે પહેલી ચોપડી શોધી કાઢીશ. અને શીખવીશ કાલે આવજો. પછી હું બીજે દહાડે પાછો બાબુને ત્યાં ગયો. બીજે દહાડે મેં બાબુનું નામ નવીનચંદ્રરાય જાણ્યું. (પૃ. ૬૨-૬૩).

આ નવીનચંદ્ર રાયની સાથે નારાયણને ઘણો ગાઢ પરિચય થયો. સદ્ગત નરસિંહરાવ 'સ્મરણ મુકુર'માં નારાયણ હેમચન્દ્ર વિશે લખતાં જણાવે છે કે નવીનચંદ્ર તેને પુત્રવત્ ગણતા. અને 'હું પોતે'-માં નારાયણે અનેક વ્યક્તિઓ વિશે ઘસાતું લખ્યું છે, ઘડીકમાં માઠું લગાડવું, થોડા જ અનુભવ ઉપરથી અભિપ્રાય બાંધી દેવો, ખરાબ અભિપ્રાય બાંધતાં પહેલાં વિચાર ન કરવો, એ નારાયણની ટેવ હતી, પણ નવીનચંદ્રરાય અને તેમનાં પત્ની વિશે નારાયણ સર્વત્ર એક સરખાં વખાણ જ કરે છે. બંગાળી સાહિત્ય ગુજરાતીમાં ઊતર્યું તેમાં મૂળભૂત આ એનો સંબંધ છે. અને એ સંબંધ મૂળ, ઉપર જણાવ્યું તેમ, બ્રાહ્મધર્મની જિજ્ઞાસાથી શરૂ થયેલો. બ્રાહ્મધર્મના માનથી આપણે તેમનું સાહિત્ય લીધું, અને ગુજરાતના કેટલાક સાક્ષરોમાં થોડો વખત દેખાયેલી ટાગોર ક્રેપ પણ બંગાળ માટેનું એ જ માન સૂચવે છે.

'સંન્યાસી' પછીની નારાયણે ઉતારેલ નવલકથા 'ગંગા ગોવિંદ-સિંહ' છે. તેનો ઈતિહાસ પણ જરા જાણવા જેવો છે. નારાયણ 'હું પોતે'માં લખે છે:

તે અરસામાં ગુજરાતીના અધિપતિની રા. રા. ઇચ્છારામ સૂર્યરામની તરફથી હિંદ અને બ્રિટાનિયા નામનું પુસ્તક પ્રગટ થયું હતું. તે મને જૂનાગઢમાં દિવાન હરિદાસને ત્યાં જોવા મળ્યું હતું. દિવાન હરિદાસે મને તે પુસ્તક આપીને કહ્યું કે એક અંગ્રેજ કે જે પછીથી મુસલમાન થયા છે જેનું નામ મુરાદબેગ હતું, તે ભાવનગરમાં મનોરંજન નામનું અંગ્રેજી ચોપાનિયું કાઢતો હતો તેમાં પહાડ ઉપરના વિચાર એ નામથી તે વિષયો આપતો હતો તેનું ભાષાન્તર છે. બેશક તેમાં કેટલોક સુધારો વધારો કરીને હાલના લૉર્ડ રીપનની સાથે બધું મેળવ્યું છે. તેથી મેં તે પુસ્તક વાંચ્યું.

એ પુસ્તક 'રાસ્ત ગોફતારે' ઘણું જ વખોડયું હતું કે એ પુસ્તક રાજ્યનીતિ વિરૂદ્ધ છે. તેમાં ફિતુરી લખાણ છે વગેરે ઘણું લાંબું વિવેચન કર્યું હતું.

હું જ્યારે રાજકોટમાં રા. રા. નવલરામ લક્ષ્મીરામની પાસે મારા વિષય સુધારવા ગયો હતો ત્યારે નવલરામે 'ગુજરાત શાળાપત્ર'માં 'હિંદ અને બ્રિટાનિયા'ને ઘણું વખાણ્યું હતું. તેનું બહુ જ ઉત્તમ વિવેચન કરીને રા. રા. ઈચ્છારામની બહુ તારીફ કરી હતી.

'રાસ્ત ગોફતાર'માંના રિવ્યુના ઉપરથી મુંબઇ 'ટાઇમ્સ' તેનું ભાષાન્તર કરીને પોતાના પેપરમાં આપતો હતો, કોઈએ ચાર્ડફીલ્ડના [ ચાટફીલ્ડ ? ] ધ્યાનમાં 'ગુજરાત શાળાપત્ર'નો રિવ્યુ કહ્યો. તેથી તેમણે રા. રા. નવલરામ ઉપર તેની કેફિયત માગી. તે વેળાએ હું ત્યાં જ હતો. આથી નવલરામ કંઈક ગભરાયા અને પછી તેમને લખ્યું. તેનું કંઈ પછી શું થયું તે હું જાણતો નથી.

હું મુંબઇમાં રહેતો હતો, ત્યારે મેં રા. રા. ઇચ્છારામ સૂર્યરામને બંગાળીમાં તેના કરતાં પણ સખ્ત કાલંબરી લખાયલી છે એમ કહ્યું ત્યારે તેમણે મને કહ્યું કે, એકનું ભાષાન્તર કરીને આપો. તે પ્રમાણે મેં 'ગંગા ગોવિંદસિંહ'નું ભાષાન્તર કરીને આપ્યું. તે તેમના ગ્રાહકોને ભેટ આપ્યું છે. તેની પ્રસ્તાવનામાં જે બનાવ બન્યો હતો તે તેમણે લખ્યો છે. ( પૃ. ૩૩૪ )

અને આપણે આ સર્વ વિચાર સદ્દગત બંકિમબાબુની જયંતીને અંગે કરીએ છીએ તો તેમના પુસ્તકનું ભાષાન્તર કર્યા વિશેનો પ્રસંગ નારાયણ લખે છે તે પણ જોઈએ.

ત્રણેક (?) બ્રહ્મ સમાજમાં હું જતો હતો. ત્યાંની મોટી મોટી લાયબ્રેરીમાં પણ જતો હતો. ચંદ્રનાથ વસુ, બંકિમચંદ્ર, કેશવચંદ્ર, પ્રતાપચંદ્ર, શિવનાથ શાસ્ત્રી ઈશ્વરચંદ્ર વગેરેને ત્યાં જતો હતો. અને સાહિત્ય, ધર્મ નીતિનું જ્ઞાન મેળવતો હતો. ચંદ્રનાથ વસુના શકુન્તલા તત્ત્વનું ભાષાન્તર 'ગુજરાતી'માં આવતું હતું. બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયનું 'વિષવૃક્ષ'નું ભાષાન્તર મુંબઈમાં છપાતું હતું. તેને મળવા ગયો. તેને મેં કહ્યું કે તમારા પુસ્તકનું ભાષાન્તર કરવા ઇચ્છું છું. તેણે કહ્યું કે તમે બંગાલી ભાષા કેવી જાણો છો, જ્યાં સુધી હું સારી પેઠે તમારા વિશે નહિ જાણું ત્યાં સુધી તમને રજા આપું નહિ. તેથી મેં 'વિષયવૃક્ષ'ને છપાવવાની વાત કાઢી નહિ પણ મેં કહ્યું કે હું સત્યેન્દ્રનાથ ઠાકુરની ચિઠ્ઠી લાવું તો કેમ ? તેણે કહ્યું કે ઠીક. પછી હું સત્યેન્દ્રનાથને કલકત્તામાં મળ્યો. તેમણે પોતાની સ્ત્રી જોડે મારું ઓળખાણ કરાવ્યું. તેમજ પાલ નામના તેમના મિત્ર બારિષ્ટરનું ઓળખાણ કરાવ્યું. મારી બહુ પ્રશંસા કરી. પછી મેં બાબુ બંકિમચંદ્ર ચેટરજીને ચિઠ્ઠી આપવાને કહ્યું. તેમણે તરત ચિઠ્ઠી લખી આપી હું તે લઈને ત્યાં ગયો. બંકિમબાબુ અભિમાનનું પુતળું જણાયું. તેણે ચિઠ્ઠી વાંચી. ત્યારે ભાઇસાહેબ લાલચુ થયા. તેણે કહ્યું કે શું આપશો. કંઇ પૈસા આપો તો હું તમને પરવાનગી આપું. હિંદીના તરજુમો કરનારે મને આટલું આપ્યું, તમો શું આપશો ? આવું કહ્યું, મેં કહ્યું કે એક પાઇ નહિ, ગુજરાતીમાં ઘણાં જ થોડાં પુસ્તકો ખપે છે. હું તો એક શોખને માટે લખું છું તેમાં કંઈ કમાઇ નથી. આપું ક્યાંથી. ભાઈએ ના કહી. હું પણ બેશરમ થઇને સલામ તથા નમસ્કાર કર્યા વિના ચાલ્યો.આવા પ્રખ્યાત બંગાળી નવલકથા લખનારના ઢંગ.બંકિમબાબુના વિશે લોકો કહે છે, કે તે ઘણો જ લાલચુ હતો, તેમજ બધી વાતમાં પૂરો હતો. તેનો છોકરો નહોતો તેથી પોતાની દીકરીના છોકરાને વારસદાર કરી ગયો છે. બંકિમબાબુ મરી ગયો છે. તેની પુષ્કળ નવલકથાના મેં ગુજરાતીમાં અનુકરણ કર્યા છે. હવે કોઇ પુસ્તકને ભાષાન્તર કરવાની પરવાનગી લેવાની હું જરૂર સમજતો નથી કારણકે લંડનના પુસ્તક પ્રગટ કરનાર

મેકમીલને પોતાના એક ગ્રન્થનું ઉર્દૂ ભાષાન્તર તેની રજા લીધા સિવાય કર્યું હતું તેમજ એક અરબી પુસ્તકનું ઉર્દૂમાં ભાષાન્તર વગર રજાએ કર્યું હતું એ બેઉએ મુંબઇની હાઇકોર્ટમાં ફરિયાદી માંડી હતી તેમાં પૂરવાર થયું છે કે હિંદુસ્થાનને માટે ભાષાન્તર સ્વામીત્વ કરવાનો કાયદો નથી અને જો કદી હોય તો પણ તેમાં લખનારને કંઇક મગજનું કામ કરવું પડે છે. તેમજ અસલ કર્તાને કંઈ નુકશાન પહોંચતી નથી કારણ કે બીજી ભાષામાં ભાષાન્તર થયાથી તેની ચોપડીનો ઉઠાવ ઓછો થતો નથી કારણ કે તે ભાષા બીજાને સમજાતી નથી. આવું હોવાથી હું ગ્રન્થકારની પરવાનગી માંગતો નથી. (પૃ. ૩૭૨-૩૭૩)

બંકિમચંદ્રે માગ્યું તે હરકોઈ લેખક માગે. તેટલા ઉપરથી નારાયણે બંકિમ વિશે આવું માની લીધું તે તેની પોતાની જ લઘુતા છે, અથવા કહો કે વિલક્ષણતા છે. પણ તેમ છતાં એ નોંધવા જેવું છે કે નારાયણના એવા અશાસ્ત્રીય અનુવાદોથી પણ બંગાળી સાથેનો આપણો સંબંધ ઘનિષ્ટ થયો, એટલો ફાયદો થયો. તે સાથે એ પણ સ્મરણમાં રાખવું જોઈએ કે અત્યારે પણ પૂરા અભ્યાસ વિના લેખકો અર્ધું બંગાળીમાંથી અર્ધું તેનાં હિંદી ભાષાન્તરોમાંથી તરજુમો કરીને હજારો પાનાંના અનુવાદો કર્યે રાખે છે એ આપણા સાહિત્યની અતંત્રતા બતાવે છે, આપણા વિવેચકોની અજાગરુકતા બતાવે છે, અને આપણા વાચકવર્ગની રુચિની સ્થૂળતા બતાવે છે.

એક બીજો પણ વિચાર અહીં સહેજ આવે છે. નારાયણના 'હું પોતે' જેવાં પુસ્તકો એકવાર છપાઈ પછી નાશ પામી જાય છે, અને ફરી મળતાં પણ નથી. તે ફરી છપાવાને કોઈ રીતસર પ્રયત્ન ન થવો જોઈએ? એ પુસ્તકમાં ભૂલો દોષો અભિપ્રાયની ભૂલો ઘણી છે. પણ અત્યારે નારાયણની એ ભૂલોની આપણને ખોટી અસર થાય એમ હું માનતો નથી. પણ તેમાં ઘણી હકીકત છે, જે તે વખતના સમાજ અને સમાજના ઘોરી વિચારવ્યાપારો ઉપર પુષ્કળ પ્રકાશ પાડે છે એ બધું કેમ લુપ્ત થવા દેવાય? આવું પુસ્તક ભાષાની દૃષ્ટિએ સુધારી શકાય, અને તેના અભિપ્રાયદોષોનો સારો

ઉપોદ્‌ઘાતથી પરિહાર થઈ શકે. એમ કર્યાથી એ પુસ્તક અનેક રીતે ઉપયોગી થાય અને હકીકતની કિંમતી ખાણ થઈ પડે!

ઉપર બતાવ્યું તેમ બંગાળી સાથેનો મૂળ સંપર્ક ધર્મજિજ્ઞાસાથી, ખાસ કરીને બ્રાહ્મોધર્મનાં પુસ્તકોની જિજ્ઞાસાથી થયો. પણ તે પછી તે વધ્યો બંગાળી સર્જનસાહિત્યના વૈવિધ્ય અને વિપુલતાના આકર્ષણથી. નારાયણ હેમચન્દ્રે અનેક બંગાળી વાર્તાઓનો ગુજરાતીમાં અનુવાદ કર્યો અને તેનો ઘણાને રસ લાગ્યો. બ્રાહ્મોસમાજ તરફનું ગુજરાતીઓનું આકર્ષણ ધીમે ધીમે ઘટતું જ ગયું છે પણ આ સર્જનસાહિત્ય તરફનું, ખાસ કરીને તેના વાર્તાસાહિત્ય તરફનું આકર્ષણ વધતું જ ગયું છે. ૧૮૮૯માં સદ્‌ગત નરસિંહરાવે સંન્યાસી વાર્તાગ્રન્થને ગુજરાતીઓ માટે અસાધારણ કહ્યો હતો, હજી લગભગ તે જ સ્થિતિ બંગાળી વાર્તાઓની આપણે ત્યાં ટકી રહી છે.

સમસ્ત હિંદનું અર્વાચીન સાહિત્ય આપણી અને અંગ્રેજી સંસ્કૃતિના સંપર્ક સંઘટ્ટન સંમિશ્રણ અને સમન્વયથી ઉદય પામ્યું છે. એ સંપર્ક બંગાળામાં સૌથી પહેલો થયો એટલે ત્યાં અર્વાચીન સાહિત્ય પહેલું વિકાસ પામ્યું. પણ તે ઉપરાંત અર્વાચીન બંગાળની પ્રતિભા એ પણ આપણે સ્વીકારવું જોઇએ. તે ઉપરાંત રવીન્દ્રનાથ ટાગોર જેવા વિરલ કવિઓનો ઉદય પણ કારણભૂત છે. અત્યારે આપણે બંગાળી સાહિત્યને કશું આપતા નથી. માત્ર તેની પાસેથી લઇએ જ છીએ.

ઘણાઓ હિંદ વિશે ટીકા કરે છે કે હિંદમાં અનેક ભાષા અનેક ધર્મ અનેક જાતિઓ અનેક રૂઢિ રિવાજો છે, પણ બંગાળનું સાહિત્ય આપણને આપણું જ લાગે છે, એ બતાવે છે કે હિંદની સંસ્કૃતિ એક જ છે.

---

# હિમાલયનો પ્રવાસ અને ઉત્તરાખંડની યાત્રા

લેખકઃ—દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર. નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ. કિંમત રૂ. ૦—૧૨—૦

આપણામાં પ્રવાસનું સાહિત્ય વિરલ છે. જે કાંઈ છે તે પણ ઘણે ભાગે પર મુલકના પ્રવાસનું સાહિત્ય છે. પણ આપણા દેશનું સૌન્દર્ય તો આપણે સાહિત્યદ્વારા પણ જોયું જ નથી હોતું. આથી વિચારમાં અને મુસાફરીમાં બન્નેમાં આપણો દેશ આપણને સૌથી વધારે છેટો પડે છે.

ભૂગોળની એક ઘણી વખણાયેલી જૂની ચોપડીમાં* મુખ પૃષ્ઠ પર નીચેની પંક્તિઓ હતીઃ—

બૈઠકે સહેલ મુલ્કોંકી કરના
યહ તમાશા કિતાબમેં દેખા
આપ ફના હોકર જાતમેં મિલના
યહ તમાશા હબાબમેં દેખા.
આપ સુખ્ત ઓરકું લિજ્જત
યહ તમાશા કબાબમેં દેખા.

આ પુસ્તક વિષે પણ કહી શકીએ કે ગાદી પર આરામથી બેઠાં બેઠાં આ પુસ્તકની મદદથી હિમાલયની અને ઉત્તરાખંડની યાત્રા કરી શકાશે. હિમાલયની ભવ્યતા, પુણ્યસ્થાનોની પવિત્રતા, સંતનો સમાગમ, ધરમશાળાના અવનવા અનુભવો સર્વનો આનંદ કરી શકાશે.

હાલની કેળવણીમાં જેનું સૌથી વધારે દુર્લક્ષ થતું હોય એવો વિષય આપણા દેશની ભૂગોળ છે. પગ રસ્તે કરેલી યાત્રાની જૂની પદ્ધતિ પણ નવાં સાધનો થતાં નાબૂદ થઇ છે, અને તેથી આપણને આપણા દેશનું કેવળ અજ્ઞાન જ રહે છે. દેશનું એકત્વ સમજવાને માટે આપણી પાસે પૂરો અનુભવ જ હોતો નથી. આ પુસ્તકથી કેળવણીની આ મોટામાં મોટી ખોટ કેટલેક અંશે પૂરી પડે છે.

---

* હસ્તામલક એવું તેનું નામ સ્મરણમાં છે.

પ્રવાસના પુસ્તકમાં માત્ર પ્રવાસના દેશનો જ નહિ પણ પ્રવાસ કરનાર પ્રવાસીનો પણ પરિચય થાય છે. 'કાકા' નો પરિચય આપણને નવજીવનના તંત્રી તરીકેનો, મહાવિદ્યાલયના અધ્યાપક તરીકેનો અનેકધા થયો છે. પણ 'કાકા' નો માણસ તરીકેનો પરિચય આ પુસ્તકમાં જ થાય છે. પ્રવાસમાં માણસ પોતાના ખરા સ્વરૂપમાં દેખાય છે એ સર્વનો અનુભવ હશે.

આ પુસ્તકમાં 'કાકા' નો કવિ, ફિલસૂફ, સમાજશાસ્ત્રી, વિચારક વગેરે અનેક રૂપે આપણને પરિચય થાય છે. પુસ્તકના વિષયમાં 'કાકા' એટલા તદાકાર થયા છે કે આ તે નગાધિરાજની સૌન્દર્યસમૃદ્ધિ કે કાકાની કાવ્યસમૃદ્ધિ, હિન્દની સંતસમૃદ્ધિ કે કાકાની ફિલસૂફદૃષ્ટિ, સમાજસંસ્થાઓનું રહસ્ય કે કાકાનું સમાજશાસ્ત્રનું જ્ઞાન, એ નક્કી કરી આપવું અમને મુશ્કિલ લાગે છે. અને અમને માત્ર બન્નેના પરસ્પર ઔચિત્યની જ પ્રતીતિ થાય છે.

આખું પુસ્તક બહુ જ ઉત્સાહપ્રેરક શૈલીમાં લખાયું છે. હિમાલયના સરોવરમાં નાહવાથી લેખકને જેટલી તાજી સ્ફૂર્તિ થઈ હશે તેટલી આ પુસ્તક વાંચવાથી થાય છે. આપણા જુવાન વર્ગનું સાહસ આવાં પુસ્તકોથી હિમાલયના જેવી અચલતા, ઉન્નતતા અને શુચિતા તરફ દોરાશે એમ આશા રાખીએ છીએ.

અષાડ ૧૯૭૯

## કાલેલકરના લેખો

અધ્યાપક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરનો લેખ સંગ્રહ, નવજીવન પ્રકાશન મન્દિર, અમદાવાદ, પૃ. ૭૪૭, ત્રણ રૂપિયા.

આમાં શ્રી કાલેલકરના નવજીવનમાં અને બીજાં માસિકો માટે લખેલા પ્રસિદ્ધ અપ્રસિદ્ધ લેખોનો સંગ્રહ છે. હિમાલયનો પ્રવાસ જે આ પહેલાં હમણાં જ જુદો પ્રસિદ્ધ થઈ ગયો છે તેના લેખોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો નથી.

ગુજરાતીઓમાં અનેક ખોડો-દોષો ભલે હશે પણ તેમનામાં એક ગુણ છે તેની તો કોઈથી ના પડાય એમ નથી અને તે ગુણ બીજાઓને અપનાવી લેવાનો. ભલે આપણે પોતે આપણા સાહિત્ય તરફ ગમે તેવું દુર્લક્ષ રાખતા હઈશું, પણ આપણા સાહિત્યની સેવા કરવા આવનારને આપણે પરાયું લાગવા દેતા નથી. શ્રી કાલેલકર એવા એક અપનાવેલ ગુજરાતી છે. કાકાના નામે તેઓ માત્ર ગુજરાતી સાક્ષરોમાં જ નહીં, સમાજમાં પણ પ્રસિદ્ધ થયા છે.

ગાંધીજીએ એકવાર પોતાના સહકારીઓ વિષે બોલતાં કહ્યું હતું કે તેમાંના કેટલાએક તો સવાઇ ગુજરાતી છે. આ પદ શ્રી કાલેલકરે અક્ષરશઃ ખરૂં કરી બતાવ્યું છે.

કાકા એક સિદ્ધહસ્ત લેખક છે. તેમણે પોતાને માટે એક શૈલી ઘડી લીધી છે, અને તે શુદ્ધ ગુજરાતી શૈલી છે. ભાષાની ગમે તેવી ખૂબી અને ગમે તેવો ઘરગથ્થુ શબ્દ પણ તેમને અજ્ઞાત નથી. અને તે શૈલીમાં તેઓ જરાપણ મહેનત વિના જ સરલ પ્રવાહથી લખી શકે છે. આ સમયનો કોઈ પણ ગદ્યસંગ્રહ એમના લેખ સિવાય પૂર્ણ નહિ ગણી શકાય એમ કહીએ તો તે અતિશયોક્તિ નથી. અને તેમના સાહિત્યપ્રવાહમાં એક વરસનું જે ભંગાણ તેમની કેદથી પડયું તે દરમિયાન તેમના લેખોનો સંગ્રહ નવજીવને કર્યો તે ઉચિત કર્યું છે.

પણ અમે માત્ર તેમની શૈલીને લીધે તેમને સિદ્ધહસ્ત નથી ગણતા. તેમના વિચારની પરિપકવતા માટે પણ કહીએ છીએ. તેમનો હરકોઈ લેખ વાંચતાં તરત સમજાય છે કે તેમને મન પોતાનું વકતવ્ય જરા પણ ઝાંખું કે અસ્પષ્ટ નથી જ. પોતાને શું કહેવું છે તે તે પોતે બહુ જ સ્ફુટ સમજે છે અને માટે જ તેઓ એટલું સ્પષ્ટ લખી શકે છે. તેમણે પોતાના વિચારો ઘણા વિષયો ઉપર સ્પષ્ટ અને સાકાર કરી નાંખ્યા છે અને કરી રાખ્યા પણ છે. હરકોઇ વિષયનું તે પોતાના ચોક્કસ કરેલા દષ્ટિબિન્દુથી દર્શન કરે છે અને જેવું પોતે

કરે છે તેવું બીજાઓને કરાવી શકે છે. કોઇ પણ લેખકમાં આ ગુણ જેવો તેવો ગણાય નહિ. પણ આ ગુણથી ઘણીવાર લેખકની પોતાની પ્રગતિ આપણે કુંઠિત અને મર્યાદિત થયેલી જોઇએ છીએ. પણ આ પ્રમાણે 'કાકા' વિશે કોઈ ટીકાકાર કહે કે વિચારે તે પહેલાં તેણે કાકાના લેખોનું વિષયવૈવિધ્ય અને તેમના જ્ઞાનની વિશાલતા અને ઊંડાઇ માપવાં જોઇએ. આપણા ઇતિહાસનું એમને વિશિષ્ટ દર્શન છે. પ્રાચીન ઇતિહાસનો અને તેનો અર્થ કરવાનો એમને શોખ છે. ભૂગોળ વિષે તેમણે માત્ર વાંચ્યું નથી પણ લગભગ આખો હિન્દુસ્તાન બાવાની પેઠે ફરીને જોયો છે. હિન્દુસ્તાનના અનેક સમાજો, સંઘો, રિવાજો તેમણે પ્રત્યક્ષ જોયા છે, અંધશ્રદ્ધાવાળાં મનાતાં પુરાણો વાંચ્યાં છે, અનેક દૃષ્ટિબિન્દુઓથી થતી તેની ટીકાઓ પણ વાંચી છે. બાળસાહિત્ય, લોકસાહિત્ય બધા વિષે તેમને કંઇક કહેવાનું છે. આ સર્વ જ્ઞાન આ લેખોની નામાવલી જોતાં પણ માલમ પડશે. પણ 'કાકા' આ ઉપરથી માત્ર પરચુરણ જ્ઞાનવાળા છે એમ પણ નથી. આ સર્વ વિષયોમાં એમણે તત્ત્વદૃષ્ટિથી રસ લીધો છે. અને જો તલસ્પર્શી અને તત્ત્વાભિનિવેશી દૃષ્ટિ હોય નહિ, તો આ સર્વ વિષયોમાં એક જ માણસ રસ પણ ન લઇ શકે એ દેખીતું છે.

આપણા દેશની અને ખાસ કરીને હિન્દુધર્મની જૂની પરંપરા એવી છે કે અભ્યાસી વર્ગ પોતાના જ્ઞાનને લોકોપભોગ્ય રૂપ આપીને તેને સામાન્ય જનસમાજમાં પ્રસરાવી લોકોને કર્તવ્યોન્મુખ કરે. આ પરંપરા અનેક કારણોથી શિથિલ થઈ ગઈ હતી તેને હાલ ગાંધીજીએ ફરી જાગૃત કરી છે. આ ગાંધીજીની પરંપરાનું ખાસ લક્ષણ એ છે કે તેમાં કોઈ પણ ચાલુ ભ્રમનો કે અસત્યનો લાભ લેવો નહિ એવો સ્પષ્ટ સિદ્ધાન્ત છે. લોક ન સમજી શકે એવો સિદ્ધાન્ત કહેવો નહિ એટલું જ અહીં વધારેમાં વધારે શકય છે, પણ લોકગ્રાહ્ય કરવા માટે સિદ્ધાન્તનો ભાગત્યાગ (compromise) શકય નથી. શ્રી કાલેલકર આ નવી પદ્ધતિના લેખક છે. તેથી જ તેમના લેખોમાં પાંડિત્ય

કે અટપટી દલીલની પરંપરાઓ નથી પણ વિચક્ષણ વાંચનાર તેમની પછવાડે રહેલ ચિન્તન અને અનુભવ સ્પષ્ટ જોઈ શકશે.

ગુજરાતી વાચકવર્ગ આ લેખોને પણ આવકાર આપશે એવી અમને શ્રદ્ધા છે.

પોષ ૧૯૮૦

## કોનો વાંક ?

સંસદ્‌–ગ્રંથાવલિ–૪ લેખક કનૈયાલાલ માણેકલાલ મુનશી. પ્રકાશક ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ મુંબાઈ. મૂલ્ય રૂ. ૩–૦–૦

લેખક પોતે આ વાર્તામાં દોષો જુએ છે: "એમાં શૈલીનું બંધારણ પાકું નથી" એમ માને છે. પણ "ગુજરાતનો નાથ" ના કર્તાની અપરિપકવ શૈલીની કૃતિ પણ જોવાની જિજ્ઞાસા સમાજને છે અને સાહિત્ય સંસદ્‌ની પસંદગી યોગ્ય જ છે એમ અમે માનીએ છીએ.

કર્તાની મોટી કૃતિઓમાં જે પ્રસંગનો ચમત્કાર, વેગવાળી પ્રકૃતિઓનો આઘાત જુદા જુદા સ્વભાવોની ફૂલગૂંથણી, કાર્યનો વેગ, પાત્રોની સમયસૂચકતા વગેરે આકર્ષક લક્ષણો છે તે અમે આ વાર્તામાં પણ કંઈક કાચાં વિકસેલાં જોઈએ છીએ. ભવિષ્યનાં પાત્રોના સ્વભાવ-અંશો આ વાર્તાની નાયિકા મણિમાં પણ છે.

આખા પુસ્તકની સમાલોચના કરવાને અહીં અવકાશ નથી, એટલે વાર્તા વાંચતાં અમને જે મહત્ત્વની એક બે બાબતો ધ્યાન ખેંચવા યોગ્ય લાગી છે તેમો માત્ર ટૂંકો જ ઉલ્લેખ અત્ર કરીશું. આ વાર્તા લખવામાં કર્તાનો પોતાનો ઉદ્દેશ "સામાજિક દૂષણોની ભયંકરતાને ખરે સ્વરૂપે" દેખાડવાનો છે. આવા ભૂતાર્થના કલાદર્શનમાં મનની એકાગ્રતાથી મણિને પરવશ કરી આકર્ષતા માવજી મહારાજનું સ્થાન અમને સુસંગત નથી લાગતું. જૂના કાળમાં ચિત્રાયેલા "ગુજરાતનો નાથ" માં પણ "કાક સાચે જ કાળભૈરવ

પાસેથી કીર્તિદેવનું કુળ પૂછી આવ્યો એવું જે લેખકે બતાવેલું છે તે વીસમી સદીના લેખકમાં શોભતું નથી" એમ શ્રી કાલેલકરે કહેલું છે, તો આ વાર્તાનો સમય તો કેવળ આધુનિક છે. મનની એકાગ્રતાના આવા ખરા ચમત્કારો હાલ થાય છે એમ શું કર્તા માને છે? માનતા હોય તો પણ વાર્તાની સૃષ્ટિનું વાતાવરણ એને અનુકૂળ ચીતરાયું નથી, જેવું "ગુલાબસિંહ" માં છે તેવું.

વાર્તામાં અમને બીજું એ જણાયું છે કે ઘણી જગાએ વાર્તાનો કાર્યપ્રવાહ આગળ ચાલવાને બદલે, વિકસવાને બદલે, બે કે ત્રણ બિન્દુઓમાં ગૂંચળાં માર્યા કરે છે. અને ગૂંચાયેલા તંતુઓ ઉકેલી સમેટવાની ક્રિયા જરા ઉતાવળી અને કૃત્રિમ બની જાય છે. પણ આવી ખોડો તો મોટા વાર્તાકારોમાં પણ દેખાય છે અને આ તો કર્તાની શરૂઆતની કૃતિ છે.

શ્રી મુનશીએ આ વાર્તામાં ગ્રેજ્યુએટને જે સ્થાન, મહત્તા, અને કાર્યભાગ આપ્યો છે એ જોતાં આનંદ થાય છે. તેની માંદગી અંદરની નાદાની જરા અસંભવિત છે અને તેનું સમાજનું અજ્ઞાન જરા સાધારણથી વધારે છે તે સિવાય આ પાત્ર સુંદર ચીતરાયું છે. પૈસો, પ્રતિષ્ઠા, કુટુંબસુખ દરેકમાં હાડમારી ભોગવતા ગ્રેજ્યુએટમાં એમણે જે આદર્શનો સદાગ્રહ જોયો છે તે ખરેખર તેમની સત્યપારખ દૃષ્ટિ બતાવે છે.

મુખ્ય નાયિકા મણિ તરફ વાંચનારનું ધ્યાન ગયા વિના રહેશે નહિ. આ પાત્ર ભવિષ્યની મંજરી, કાશ્મીરા દેવી અને કંઈક અંશે મીનલદેવીનું પણ પુરોગામી છે. આ પ્રકૃતિનાં પાત્રો શ્રી મુનશીની કલ્પનાસૃષ્ટિનાં ખાસ પાત્રો છે. આ પ્રકૃતિ દેશી નથી લાગતી, પણ કલામાં મનોહર તો લાગે છે અને કોઈ આંતર અસંગતતા નહિ આવે ત્યાંસુધી મનોહર રહેશે એમાં અમને શંકા નથી.

છેવટે એક નજીવી હકીકત તરફ પણ કર્તાનું ધ્યાન ખેંચીએ છીએ. વાર્તાનાં નામોમાં ઘણે ભાગે શ્રી મુનશી સફળ થયા છે. પણ

'ગુજરાતનો નાથ' એ નામ જેટલું સફળ છે, અને આખી વાર્તામાં સાર્થક રહે છે અને થાય છે એટલું 'કોનો વાંક?' નથી લાગતું.

અંતમાં અમે આ વાર્તાની પ્રસિદ્ધિ જોઈને ખુશ થયા છીએ કે વાર્તાની નાયિકા પેઠે આ વાતના હીણ ભાગ્યનો પણ હવે અંત આવ્યો છે અને મણિની પેઠે તે પણ સમાજને સત્યદર્શન કરાવવામાં સફળ થશે.

પોષ ૧૯૮૦

## અનંતા

યુગધર્મ ગ્રન્થમાળા નં. ૫. લેખક આરણ્યક. પ્રકાશકઃ સુમન્ત મહેતા, યુગધર્મ કાર્યાલય તરફથી. અમદાવાદ.

આ પંદર પ્રવેશની નાની નાટિકા છે. લેખકે નાટિકાની પ્રસ્તાવના બીજા પાસે લખાવી છે એમ મુખપૃષ્ટ ઉપરથી અને આંતર સૂચનથી પણ જણાય છે. અને એ પ્રસ્તાવના નાટ્યશાસ્ત્રની જૂની પદ્ધતિ પ્રમાણે સૂત્રધાર—નટીના સંવાદરૂપે છે. લેખકે પોતાનું નામ આરણ્યક આપેલું છે, પ્રસ્તાવનાકારે તો તખલ્લુસ પણ આપ્યું નથી.

પ્રસ્તાવનામાં, સૂત્રધાર નાન્દીમાં નાટકનાં બે મુખ્ય પાત્રો અનન્તા અને આયુષનું અને મહત્ત્વના સ્થાન અનંતારણ્યનું સૂચન કરી ઈશ્વરની સ્તુતિ કરે છે અને પછી કલાવતીને બોલાવે છે. બન્ને વચ્ચે હાલનાં નાટકોની સ્થિતિ વિશે જે ચર્ચા થાય છે તે યથાર્થ, અસરકારક અને કલાની દૃષ્ટિએ પણ ખૂબી વાળી છે. આ પ્રસ્તાવનામાં તે ઉપરાંત કલા ઉપરના કેટલાક વિચારો છે તે પણ બહુ જ ધ્યાનપૂર્વક વાંચવા અમે વાચકને ભલામણ કરીએ છીએ.

પ્રસ્તાવના વિશે વધારે કહેવાનું પ્રયોજન એ છે કે તેમાં નાટકની પણ ટીકા આવી જાય છે. નાટક લખનાર વિશે પૂછતાં સૂત્રધાર જવાબ આપે છેઃ "કોઈ આરણ્યક કહે છે કે જીવનના અનન્તારણ્યનો પરિવ્રાજક છું." આગળ જતાં કહે છેઃ "દેવિ! જીવન અનન્તારણ્યથી ઘેરાયેલું છે. અરણ્ય શૂન્ય નથી. એ અનન્તારણ્યના

જટાજૂટમાં અનેક ગંગાઓ ગુંચવાયા કરે છે; અને જીવનનાં જળ જ્યારે બંધીઆર થાય છે, ક્ષણભર અટકી જતાં દેખાય છે, ત્યારે એમાંથી એકાદ ગંગા છૂટી જીવનનો મળ ધોઈ વિધવિધ વ્હેણમાં એ વહેવા માંડે છે. આ આરણ્યકે એવી કોઈ ગંગાને બહાર નીકળવા તડફડાટ કરતી જોઈ છે."

નાટકના રસ વિષે કહે છે કે તેનો રસ વિષાદ છે. "પણ એ વિલક્ષણ છે! આજે ભારતના નવયુવાનો જીવનમાંથી વિષાદ કેમ ચૂસે છે? અથવા એ વિષાદ નહિ હોય! કોઇ વિલક્ષણ સર્જનની એ પૂર્વક્ષણ હશે, એ સત્ પહેલાંનું અસત્ હશે. દેવિ! જડચેતનના સંપર્ક, જૂના નવાની અથડામણ સાન્ત માનવીમાં વિષાદ ઉત્પન્ન કરે..."

પ્રસ્તાવનાકારે રસ વિશે કહ્યું તે અમને પણ યથાર્થ લાગે છે. પણ અમારે આથી જરા વધારે કહેવાંનું છે. અમે નાટકને બે દૃષ્ટિએ અહીં જોવા માગીએ છીએઃ એક નાટકના બનાવોની અને બીજી નાટકના પ્રયોજનની. બનાવો કલ્પવામાં પણ કલા વ્યક્ત થાય છે. જેમ અનેક રંગોની મિલાવટથી અવકાશ ઉપર ભરત ભરીએ તે કલા છે તેમ બનાવોથી કાલ ઉપર ભરત ભરાય છે, અને તેમાં પણ કલા છે. આ નાની નાટિકાના બનાવો અમને યોગ્ય વિશિષ્ટતાવાળા, એકબીજા સાથે સંઘટ્ટનથી, મિલાવટથી, ચમત્કાર કરતા લાગ્યા છે. બનાવોનો પ્રવાહ અસ્ખલિત ચાલે છે અને નાટકને ઉચિત વેગવાળો પણ છે. પણ દરેક ગૌણ કાર્યનું પ્રયોજન અમને એટલું સ્ફુટ જણાતું નથી. અનન્તારણ્યનો ઉલ્લેખ અનેક જગાએ આવે છે, પણ તેને માટે કેવી રીતે શા માટે યુદ્ધ થયાં વગેરે કાંઈ સ્ફુટ થતું નથી. જાણે લેખકના મનમાં કાંઇક છે પણ તે સ્પષ્ટ કરી શકતાં નથી એમ લાગે છે. વળી સમુદ્રગઢના રાજાના સ્વભાવનું ભેળીપણું પૂરેપૂરૂં સમજાતું નથી. રાણીનાં અને પ્રધાનનાં તે કાવતરાં જાણી જાય છે એમાં તેની વિચક્ષણતા દેખાય છે, એ જ્ઞાનથી તે જે જે

વક્રોક્તિઓ રાણી સાથે કરે છે તે રાણીને નવાઈ જેવી લાગે, પણ પ્રેક્ષક તેનું રહસ્ય સમજી શકે છે, પણ આ સિવાય એ રાજાના સ્વભાવમાં કોઇ ગેબી ઊંડાણ છે જે નાટકમાં વ્યક્ત થઈ શકતું નથી અને નાટકના પ્રયોજનને સિદ્ધ કરવાના કાર્યમાં આવી શકતું નથી. આવું ગેબીપણું આયુષ અને અનન્તાના સ્વભાવમાં પણ છે અને એ પણ કાર્યમાં આવી શકતાં નથી.

પણ માત્ર ઉત્તમમાં ઉત્તમ કલાકાર જ એવા સ્વભાવોનું સર્વ પ્રકારે સમર્થ નિરૂપણ કરી શકે છે. અને અમે પણ આ જુવાન નવીન લેખકને એ જ કહેવા માગીએ છીએ કે આ અતિ કઠિન નિરૂપણ પહેલાં વધારે ચોક્કસ અને સ્પર્શવિભાવ્ય પાત્રો યોજ્યાં હોય તો સારું. નાટકકારે સઘળાં દશ્યો લગભગ રાત્રે જ મૂકેલાં છે. અમે ઇચ્છીએ છીએ કે લેખક રાત્રિના અંધારામાં સંસારને જોઈને પછી પોતાના રંગો તેમાં આરોપે અને દીવાનાં અંધારાં અજવાળાં કરે તે કરતાં, સંસારને સૂર્યના ઉજ્જવલ પ્રકાશમાં છે તેવા રંગોનો,—નીતિનાં કે કલાનાં કે પોતાની બુદ્ધિનાં ચશ્માં પણ ચડાવ્યા વિના—જુવે અને એ અનુભવને કલામાં ઊતારે. લેખકમાં જે બનાવો યોજવાની ખૂબી છે, નાટ્યશાસ્ત્રના કે એવા કોઇ પણ કૃત્રિમ નિયમમાંથી સહજ મુક્ત રહેવાની જે ટેવ છે, અને નવીન પોતાના જ વિચારો પ્રકટ કરવાની જે ઉમેદ છે, એ સર્વ સફળ થઇ અલૌકિક કલામાં ત્યારે પ્રગટી આવશે એમ અમને વિશ્વાસ છે.

આવા નવીન લેખકને પોતાની કૃતિ પ્રકટ કરવાની જે તક યુગધર્મ કાર્યાલયે આપી છે તેને માટે તેને ધન્યવાદ ઘટે છે. આપણું સાહિત્ય અત્યારે નવીન વિચારને નવીન નાટકમાં પ્રકટવા મથે છે તેનો આ કૃતિ એક ઉત્કટ દાખલો છે. થાક્યા વિના આ દિશામાં અનેક પ્રયત્નો કરવાની અમે લેખકને ખાસ ભલામણ કરીએ છીએ.

ફાગણ ૧૯૮૦.

## આશ્રમ હરિણી

કર્તા, અધ્યાપક વામન મલ્હાર જોશી એમ. એ. અનુવાદક હરિલાલ માધવજી ભટ્ટ એમ. એ. પ્રકાશક, રમણિયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મુંબાઈ, કિંમત બાર આના.

શિષ્ટ મૂલ લેખક અને શિષ્ટ અનુવાદકનો યોગ કરી આપવા માટે પ્રકાશકને ધન્યવાદ ઘટે છે. પરભાષામાં સુન્દર હોય તેનો અનુવાદ કરવો એ પણ સાહિત્યની સેવા છે. આપણા કરતાં મૌલિક સાહિત્યથી ઘણાં વધારે સમૃદ્ધ સાહિત્યોમાં પણ અનુવાદો પુષ્કળ થાય છે.

આપણા સાહિત્યમાં પણ હાલ અનેક પ્રકાશનમંદિરો નીકળ્યાં છે, અને તેમાંની ઘણી સંસ્થાઓ અનુવાદો પણ કરે છે. પણ આમાં એક અનિષ્ટ અમે એ જોયું છે કે આ સંસ્થાઓ ઘણીવાર ઉતાવળમાં, સારો અને શિષ્ટ અનુવાદક મેળવવાની, અને અનુવાદના વસ્તુને યોગ્ય સુંદર રીતે છપાવવાની ચીવટ ન રાખતાં ગમે તેમ કામ કરે છે. આનું પરિણામ એ આવે છે કે અનેક સારા ગ્રન્થો ગમે તેવા સ્વરૂપમાં બહાર પડે છે અને એ ઓટાયેલા ગ્રન્થોને અડકવામાં શિષ્ટ લેખક પણ પછીથી અચકાય છે; આમ છતાં અમે માનીએ છીએ કે શિષ્ટ લેખકોએ સુન્દર ગ્રન્થોના અનુવાદોનું કામ હાથ ધરવું જોઈએ અને રસિક વાંચનાર વર્ગ તેમના અનુવાદોને પડછે અશિષ્ટ અનુવાદોને ઓળખીને છોડી દેશે એવી શ્રદ્ધા રાખવી જોઈએ.

પ્રસ્તુત ચોપડી એક નાની નવલકથા છે. જાણે કોઈ જૂનું પુસ્તક હાથ આવી ગયું હોય અને તે પુસ્તકનો સાર આપતી હોય એ શૈલીમાં પુસ્તક લખ્યું છે. એ હાથ આવેલું પુસ્તક પારાશર પુરાણ છે. આ નામમાં પણ રહસ્ય છે. અનેક સ્મૃતિઓ પૈકી પારાશર સ્મૃતિ કલિમાં પ્રમાણભૂત ગણી છે. **कलौ पाराशराः स्मृताः।** આ પુસ્તકમાં સ્ત્રીને માટે પુનર્વિવાહ ઇષ્ટ છે કે નહિ એ પ્રશ્નની

ચર્ચી છે અને **नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ । पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥** એ શ્લોક પણ પારાશર સ્મૃતિનો જ છે. એટલે એ સ્મૃતિના સિદ્ધાન્તોને જ સ્ફુટ કરવાનું આ પુરાણ હોય એ કલ્પના ઉચિત હોઈ સુન્દર છે.

વારતાનું વસ્તુ ટેનિસનના Enoch Arden ના વસ્તુને બહુ જ મળતું છે. એ કાવ્યમાં પ્રથમ બે છોકરાઓ અને એક છોકરી ભેગાં રમતાં દેખાય છે. છોકરી પ્રથમ બન્નેને ચહાય છે, તેમાંથી એકને પરણે છે, પછી તે પતિ ખારવો થઈ પરદેશ જાય છે. અનેક વરસો તેના કશા સમાચાર જણાતા નથી. પછી તે પેલા બીજાને પરણે છે, અને પછી પેલો પહેલો પતિ પાછો આવે છે. આ વારતામાં પણ વસ્તુ એ જ છે, મુખ્ય પ્રશ્ન એ જ છે, પણ વાર્તા શુદ્ધ પ.રાણિક ઢબે કહેલી છે; વારતાના સ્થાનનું વાતાવરણ શુદ્ધ પૌરસ્ત્ય છે, બનાવો પણ પૂર્વના જ છે, અને કોઈ પણ જગાએ પૂર્વના વાતાવરણને હાનિ પહોંચે એવું વચન કે બનાવ નથી.

આ વારતામાં બુદ્ધિની સ્વતંત્રતા માટેનો ઉલ્લેખ અમને બહુ પસંદ પડયો છે. ચણ્ડપ્રભ ઋષિ કોયલ અને કાગડાની ચરકમાંથી સુવર્ણની ઉત્પત્તિ થયાની બનાવટી વાત કરી, બધા વિદ્યાર્થીઓને તેનું કારણ પૂછે છે ત્યારે આ વારતાનો નાયક ધૌમ્ય જ માત્ર એ બાબત પ્રત્યક્ષ કર્યા સિવાય માનવાની વિનયપૂર્વક ના કહે છે. અને કુલપતિ પછી કહે છે તે શબ્દો દરેક વિદ્યાથ.એ જ નહિ પણ દરેક માણસે સ્મરણમાં રાખવા જેવા છેઃ "લક્ષ્મી શું કે વિદ્યાદેવી શું, અતિ ભીરુ અને અતિ લજ્જાશીલ મનુષ્ય ઉપર કદિ પ્રસન્ન થાય જ નહિ."

આ કુલપતિને વારતામાં ત્રિકાલજ્ઞ કલ્પેલા છે અને વારતાના વાતાવરણથી એ વિરુદ્ધ પણ નથી. પણ અમને ત્રિકાલજ્ઞપણાનું પ્રયોજન એટલું સ્ફુટ જણાતું નથી. છેવટે આ કુલપતિ પોતે જ ધૌમ્ય જીવતા છે એમ જાણતાં છતાં, સુલોચનાને ગભસ્તિઅતિને

પરણવાની રજા આપે છે. રજા આપવાનું કારણ એવું કહે છે કે 'તેનું શરીર ક્ષીણ થઈ ગયું, અને નિત્યકર્મ ઉપર પણ તેનું લક્ષ લાગે નહિ એવું જ્યારે થયું, ત્યારે મનોનિગ્રહ અશક્ય છે એમ જાણી તેણે પ્રાણત્યાગ કરવાનો વિચાર કર્યો. મેં તે વિચાર અટકાવ્યો અને પ્રાણત્યાગ કરતાં તો તેણે વિવાહ કરવો ઉચિત છે એમ તેમે શિખામણ આપી." આગળ જતાં કહે છે "જેનું જ્ઞાન આપણા અજ્ઞાનપડળને દૂર કરે છે, જેની ધર્મપ્રવૃતિ આપણા ઉચ્છૃંખલ મનને પકડી રાખે છે, એવા પ્રેમી સાત્ત્વિક મનુષ્ય સાથ વિવાહ કરવાનું એકાદ કોમળ સ્વભાવની અજ્ઞાન અબળાએ મનમાં આણ્યું. તો તેને પાપી કહેવાને હું તૈયાર નથી." પછી સુલોચનાનો બન્નેના તરફના પ્રેમોનો તફાવત જણાવતાં કહે છેઃ "પરન્તુ તેનો નાનપણથી ગભસ્તિગતિ ઉપર પ્રેમ હતો અને રાજસી પ્રેમમાં અંધ થઇને...તારી સાથે લગ્ન કર્યાં પછી આ પ્રેમ વિસરાઇ ગયો." અહીં અનેક પ્રશ્નો થાય છે. સુલોચના સાત્ત્વિક પ્રેમવાળી હતી તો કુલપતિએ ધૌમ્ય જીવતો હોવાનું કહેતાં તેનો શુદ્ધ પ્રેમ ધૌમ્ય તરફ નવળી શકત ? કોઇ પણ માણુસ, ધણી જીવતો છે એમ જાણતાં છતાં એ ગુપ્ત રાખી તેની સ્ત્રીને બીજાને પરણવાનું કહી શકે ખરો ? કે કુલપતિને પણ સહદેવની પેઠે પોતાના જ્ઞાનનો ઉપયોગ કરવાની મનાઈ હતી ? કે એક જ સ્ત્રીને પ્રેમની ભૂમિકાઓ બદલાય તે પ્રમાણે ઉચ્ચતર પ્રેમના અધિકારી પાત્રોને પરણવાનો કોઇ અલૌકિક હક ઉત્પન્ન થાય છે એમ સ્થાપિત કરવાનો અહીં ઉદ્દેશ છે ? અમને લાગે છે કે વારતામાં ત્રિકાલજ્ઞત્વનું અલૌકિક તત્ત્વ દાખલ થવાથી પુનર્વિવાહનો પ્રશ્ન દરેક વ્યવહારમર્યાદા છોડી દઈ કોઈ અલૌકિક સ્વરૂપમાં આપણી પાસે ખડો થાય છે અને તે ઇષ્ટ નથી.

આવી જ રીતે એનાથી ગૌણ એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે. ગભસ્તિગતિને વધારે સાત્ત્વિક ચીતરવાનો લેખકનો અભિપ્રાય સ્પષ્ટ છે. સુલોચનાને પરણવાનો સવાલ ઊભો થતાં ધૌમ્ય કરતાં તે વધારે

ઉદારતા અને આત્મસંયમ બતાવે છે. પણ ત્યારે એનામાં ધૌમ્ય જેટલી સાહસિકતા, પ્રફુલ્લતા નથી એ તે આકસ્મિક છે કે સાભિપ્રાય છે? ચરકમાંથી સુવર્ણ થાય છે એ સામે શંકા બન્નેને ઊઠી, પણ ગભસ્તિગતિએ બીકને લીધે કે ગમે તેને લીધે તે ઉચ્ચારી નહિ અને ધૌમ્યે ઉચ્ચારી, એ શું ગભસ્તિગતિની સાત્ત્વિકતા અને ધૌમ્યની રાજસિકતા હતી? રાજા સાથે કર સંબંધી પ્રશ્ન થતાં પણ ગભસ્તિગતિ સ્મૃતિના ક્ષેપક શ્લોક વિષે બોલી ન શક્યો, ધૌમ્ય બોલ્યો અને સજા ભોગવી. અમને લાગે છે કે હિન્દુઓએ કાર્યની અદક્ષતા, ભોળપણ, અને એ બે નીચે રહેલું બીકણપણું જે વહેમથી સ્વીકાર્યું છે, તે સાત્ત્વિકતાના સ્વરૂપના આલેખનમાં પણ જાણે અજાણે ઘૂસી ગયું છે. સત્ય લાગે તે જણાવવાની બીક તે ઉદારતા કે શ્રદ્ધા નથી, એ સત્ય અતિ સ્ફુટ રીતે આવા સમર્થ લેખક નહિ જણાવે તો કોણ જણાવશે?

આ ન્હાના પુસ્તકનું અવલોકન અમે ઘણું લાંબું કર્યું છે અને તેમાંની એકાદ ક્ષતિ ઉપર અમે બહુ લંબાણથી લખ્યું છે, પણ તે એટલા જ માટે કે લેખકની કૃતિ અમને બીજી બધી દૃષ્ટિએ સુન્દર કલાત્મક લાગી છે, અને અમને ખાત્રી છે કે વાંચનાર વર્ગ ઉપર તે એકંદરે સુન્દર અસર કરશે જ. એ લેખકની બીજી કૃતિઓનો ગુજરાતને વિશેષ પરિચય થાય એમ અમે ઇચ્છીએ છીએ.

ફાગણ ૧૯૮૦

## કેળવણીના પાયા

લેખકઃ કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા. પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિંમત ૧—૦—૦

આ પુસ્તકને માટે લેખક અને પ્રકાશક બન્નેને અમે અંતઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છીએ. આપણે ત્યાં છેલ્લા બે ત્રણ દસકામાં કેળવણી ઉપર ઘણાં પુસ્તકો પ્રગટ થયાં છે પણ તેમાંનાં ઘણાંખરાં ખાતાને અથવા આ વિષયના અભ્યાસીને પરીક્ષામાં ઉપ-

યોગી થાય તેવાં પુસ્તકો છે. જેમ વિદ્યાર્થીઓના અભ્યાસને માટે પ્રસિદ્ધ કરેલી નોંધો કે નોટો સાહિત્ય ન ગણાય તેમ આમાંનાં ઘણાંખરાં પુસ્તકોને સાહિત્યમાં ઊંચું સ્થાન મળી શકે નહિ. કેળવણીના મુખ્ય સિદ્ધાન્તો લઈ, કેળવણીની આખી દિશા લઈ કોઈ સ્વતંત્ર દૃષ્ટિથી તેની ચર્ચા કરી હોય એવાં પુસ્તકો ઘણાં જ ઓછાં છે. આવાં પુસ્તકો સ્વાભાવિક રીતે જ ઠેઠ ફિલસૂફીના ગહન વિષયમાં જઇ આવે જ. ૧૮૯૫ માં સદ્દગત મણિશંકર રત્નજી ભટ્ટનો 'શિક્ષણનો ઈતિહાસ' પ્રસિદ્ધ થયો તે પછી સ્વતંત્ર દૃષ્ટિએ આવી ચર્ચા અમે માત્ર આ પુસ્તકમાં જોઇએ છીએ.

હમણાં થોડા સમય ઉપર બર્ટ્રાન્ડ રસેલે કેળવણી ઉપર એક પુસ્તક (Education) પ્રસિદ્ધ કર્યું છે તેની સમાલોચના અમારા વાંચવામાં આવી. હજી પુસ્તક અમારા જોવામાં આવ્યું નથી. તેની સમાલોચનામાં લખ્યું છે કે કેળવણી કેવી હોવી જોઈએ એ પ્રશ્ન સમસ્ત જીવન કેવું હોવું જોઈએ એથી જરા પણ નાનો નથી. શ્રી કિશોરલાલનું પુસ્તક જોતાં એ સત્ય એમણે બરાબર નજર સામે રાખ્યું હોય એમ જણાય છે. દરેક પ્રશ્ન એમણે એ દૃષ્ટિએ જ ચર્ચ્યો છે. અને જીવનની જે ફિલસૂફીમાં તેઓ શ્રદ્ધા રાખે છે તે શ્રદ્ધા આ આખા ગ્રન્થમાં ડગલે ડગલે પ્રતીત થાય છે. આ પુસ્તક પણ, શિક્ષક તરીકે કામ શરૂ કરતાં તેમને પોતાનું શિક્ષણ મૂળથી ત્રુટિયોવાળું જણાયું તેથી જ તેઓ લખવા પ્રેરાયા છે. કેળવણીના આ પુસ્તકમાં તેમણે સમસ્ત જીવનનું ધ્યેય ચર્ચેલું છે.

પહેલાં પાંચ પ્રકરણોમાં, તેમણે કેળવણીને મળતા કે કેળવણીનાં સ્વરૂપો ગણાતા કેટલાક વિષયો લઈ તે વડે કેળવણીનો વિષય સ્પષ્ટ કરી બતાવ્યો છે. કેળવણીમાં શિક્ષણ હોય ખરૂં પણ કેવળ શિક્ષણ એ કેળવણી નથી. કેળવણી વિનય પર્યંત જાય છે જોકે તેમાં સુઘડ રીતભાત આવી જાય છે. કેળવણીમાં કેટલીક વિદ્યાનું કેટલુંક અધ્યયન આવે પણ માત્ર કોઈ પણ વિદ્યાની ઉપાસના એ કેળવણી નથી,

જોકે વિજ્ઞાન કેળવણીને સાધનભૂત થઈ શકે અને વિજ્ઞાનના સંસ્કારો એટલે અવલોકન અને તુલનાશક્તિ કેળવણીને આવશ્યક પણ છે. તેમનો ખરો આદર્શ કેળવણી એટલે વિવેકબુદ્ધિ. વિવેકબુદ્ધિ તેમની ઇષ્ટદેવતા છે. "વિવેકના ઉત્કર્ષને હું જીવનનું અને તેથી કેળવણીનું અંતિમ ધ્યેય માનું છું." કેળવણી માટે અભ્યાસ પણ આવશ્યક છે; અભ્યાસનું પ્રયોજન અમુક ક્રિયા સિદ્ધ કરી લેવી એ છે, એ ક્રિયામાં સ્મૃતિ પણ આવી શકે.

કેળવણીના વિષયની ચર્ચામાં સૌથી પ્રથમ ઇન્દ્રિયોની કેળવણી આવે છે. આ વિષયની ચર્ચા ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે લેખક કેવળ પ્રાચીન મતના આગ્રહી નથી પણ આધુનિક અને પ્રાચીન બન્ને મતોનો સમન્વય કરવા પ્રયત્ન કરે છે.

પ્રાચીન મત ઇન્દ્રિયોનું દમન કરવા તરફનો હતો. આધુનિક મત ઇન્દ્રિયોની શક્તિ વધારવા તરફ છે× આ બન્ને મતોનો તેમણે સમન્વય કરેલો છે. તેઓ કહે છે કે ઇન્દ્રિયોની શુદ્ધિ એટલે નીરોગિતા અને પૂર્ણતા. શુદ્ધિનો આધાર આરોગ્ય અને વ્યાયામ ઉપર છે. વ્યાયામ એટલે યોજનાપૂર્વક અને સંયમપૂર્વક કરેલો વ્યાપાર. ઇન્દ્રિયોની રસવૃત્તિ એ શુદ્ધિથી ભિન્ન છે અને રસવૃત્તિ હમેશાં નીરોગી હોતી નથી. કલ્પનાબળથી અમુક વિષય ઇન્દ્રિયને અનુકૂળ લાગવાથી પણ રસવૃત્તિ ઘડાય છે અને તે ઘણીવાર રોગગ્રસ્ત હોય છે.

---

× આ મત પ્રાચીનોને અજ્ઞાત હતો એમ તો નહિ જ. ચાણક્ય કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં વિનય (કેળવણી) સંબંધી પ્રથમ અધિકરણમાં કહે છે "વિદ્યાવિનયનો હેતુ ઇન્દ્રિયજય, કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષના ત્યાગથી કરવાનો છે. કર્ણ, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણની ઇન્દ્રિયોને શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધના વિષયોમાં અભ્રાન્ત જ્ઞાન થવું તેને અથવા શાસ્ત્રના અનુસરણને ઇન્દ્રિયજય કહે છે." જયનો અર્થ અહીં ઇન્દ્રિયોનો ઉત્કર્ષ એટલે કે પોતાના વિષયનું નિઃસંશય જ્ઞાન થવાની શક્તિ, એમ મણ કરેલો છે. જુઓ કૌટિલ્યનું અર્થશાસ્ત્ર. પહેલા અધિકરણમાં પ્રકરણ ૩જું.

૮ મું પ્રકરણ કલ્પનાશક્તિની કેળવણી વિશે છે. તેઓ કલ્પનાના બે પ્રકારો બતાવે છે. એક સમાધાનકારક કલ્પના અર્થાત્ જગતનું નિરૂપણ કરવા, અમુક અમુક બનાવોનો ખુલાસો કરવા કરેલી કલ્પના, જેને પ્રમાણુશાસ્ત્રમાં આપણે તર્ક ( hypothesis ) કહીએ તે; અને બીજી વિધાયક કે સર્જક કલ્પના. સમાધાનકારક કલ્પનાની જે અગત્ય તેમણે બતાવી છે તે યોગ્ય છે. કેળવણીમાં અને વિજ્ઞાનમાં તે અતિ ઉપયોગી છે. વિધાયક કલ્પના વિશે અમારે લેખક સાથે મતભેદ છે તે અમે આગળ ઉપર બતાવીશું.

તે પછી પ્રજ્ઞા, તર્કશક્તિ એટલે હેતુને આધારે પ્રવર્તતી અનુમાનશક્તિ, બુદ્ધિ કે નિર્ણય કરનારી શક્તિ ( **निश्चयात्मिका बुद्धिः** ) નું વિવેચન છે. શ્રદ્ધા ઉપરનું ૧૨ મું પ્રકરણ અમને ઘણું ઉત્તમ લાગ્યું છે. તેમણે બરાબર બતાવ્યું છે કે શ્રદ્ધા વિનાનો માણસ હોઈ શકતો નથી. શ્રદ્ધા અમુક વિષયમાં ન હોય, કે મંદ હોય, કે અંધ હોય એ સંભવે પણ શ્રદ્ધાનો અભાવ સંભવતો નથી. **यो यच्छ्रद्धः स एव सः** । શ્રદ્ધા એ જ માણસનો મુખ્ય સ્વભાવ છે. લોભી માણસ એટલે પૈસામાં અનન્ય શ્રદ્ધા રાખનારો માણસ, એ એમનું કહેવું બરાબર છે. છતાં તેમણે પોતાની યોજનામાં શ્રદ્ધાને પૂર્ણ સ્થાન આપ્યું નથી એમ અમને લાગે છે. તેમના કહેવા ઉપરથી એમ જ નિષ્પન્ન થાય છે કે શ્રદ્ધા એ જ માણસના ગુણોને પોષનાર પ્રાણબલ છે. ધારો કે બે માણસો દોડવાના ઈરાદાથી દોડે છે છતાં એક વહેલો બેસી જાય છે અને બીજો વધારે વખત દોડી શકે છે; ત્યાં બન્નેમાં જેમ શારીરિક બળનો ફરક છે. તેમ જ બે માણસો ત્યાગ કરવાનો નિશ્ચય કરે છે છતાં એક સંપૂર્ણ ત્યાગ કરી શકે છે અને બીજો નથી કરી શકતો અથવા ઓછો કરી શકે છે ત્યાં તેનું કારણ બીજું કાંઈ જ નહિ પણ મંદ શ્રદ્ધા, એટલે નિશ્ચયોને કર્તવ્યમાં લઈ જનારા સૂક્ષ્મજીવનબલનો અભાવ કે મન્દતા એ જ છે. શ્રી કિશોરલાલભાઈ કહે છે કે “ ગુણની ઉત્કટતા એ શ્રદ્ધાને પોષનારી છે.” પણ

વાસ્તવિક રીતે ગુણની ઉત્કટતા એ જ શ્રદ્ધાનું મૂર્ત સ્વરૂપ છે, અમુક ગુણમાં શ્રદ્ધા બેસવાથી જ તે ગુણ ઉત્કટ અને કર્તવ્યાભિમુખ થાય છે. ગુણને ગતિમાન કરનાર મુખ્ય બળ શ્રદ્ધા છે. અને આ રીતે જોતાં કર્તાની ઇષ્ટદેવતાત્મક વિવેકશક્તિની સાથે જ શ્રદ્ધાને તેમની યોજનામાં સ્થાન મળવું જોઈએ. માત્ર વિવેકશક્તિથી શુદ્ધ નિશ્ચય થઈ શકે પણ તે નિશ્ચયને પ્રેરનાર બલ તો શ્રદ્ધા જ છે. અને આ બાબત તેમણે શબ્દાન્તરમાં સ્વીકારી પણ છે. તેઓ કહે છે કે "ગુણની ઉત્કટતા એ શ્રદ્ધાને પોષનારી છે; પણ ભાવનાવશતા—એટલે વિવેકહીન ભાવના એ અંધ શ્રદ્ધા ઉપજાવનારી છે." (પૃ. ૧૧૩) વાસ્તવિક રીતે વિવેકશક્તિ એ શ્રદ્ધા વિના પાંગળી છે અને શ્રદ્ધા વિવેક વિના આંધળી છે. બન્ને જોઈએ. શ્રદ્ધા સંબંધી તેમણે જે કાંઈ કહ્યું છે તે અતિશય મનનીય છે અને આ નજીવા મતભેદ સિવાય અમને માન્ય છે. જેવી શ્રદ્ધા તેવો પુરુષ હોવાથી, સામાન્ય તર્કશક્તિ એટલે દલીલો રચવાની શકિત અને બુદ્ધિ, તો આ શ્રદ્ધાની દોરી દોડે છે, માણસને જેમાં શ્રદ્ધા હોય છે, જે વિષય તરફ આકર્ષણ કે વલણ હોય છે તેની દાસી થઈ એને સમર્થન કરે છે અને સાધનો કરી આપે છે. માત્ર વિવેકશકિત જ શ્રદ્ધાનું નિયમન કરી શકે છે. હલકી કોટિ પર રહી વ્યાપાર કરતી તર્કશકિત તથા બુદ્ધિ, અને ઉચ્ચતર પ્રદેશમાં જઈ નિયમન કરતી વિવેકશક્તિનો આ જ ફરક છે.

આ પછી તેઓ વિકાસ એટલે શું અને માણસને માટે કયો વિકાસ ઇષ્ટ છે તે ચર્ચે છે અને એવા નિર્ણય ઉપર આવે છે કે સ્નાયુ-બળ, કારીગરી અને કલ્પનાશકિત, સૂક્ષ્મબુદ્ધિ, વગેરે શકિતઓમાં ગુણોત્કર્ષનો વિકાસ એ માણસને ઇષ્ટ છે. ટૂંકમાં ચારિત્ર્યને ઉચ્ચતર કરવું અને બલવત્તર કરવું એ જ માણસની ખરી વિકાસદિશા છે.

વિકાસના માર્ગોમાં કર્તાએ એક નવી જ વિચારદિશા ઉઘાડી આપી છે એમ કહીએ તો ચાલે. આ ચર્ચામાં તેમણે જે પોલાદ

ભાવિક વિકાસમાં અંતરાયરૂપ થાય છે. સ્વાભાવિક રીતે માલાદેવીને જ્યારે ખબર પડી કે માલાપ્રભુની પૂજા ખોટી છે ત્યારે, સત્યની ખાતર, નિર્દોષ સ્ત્રીઓની દયાની ખાતર, ન્યાયની ખાતર, સત્ય હકીકત તે બહાર મૂકી શકી હોત; તેમ કરવામાં પણ અંધ લોકશ્રદ્ધા અને લોકસત્તાનો અનાદર જ થાત અને છતાં નાટક એકલક્ષી સુંદર બનત. પણ આ સ્વાભાવિક વસ્તુવિકાસ આપણા નાટકકાર અટકાવી દે છે. કારણકે તેમની નીતિભાવનામાં સત્ય અને ન્યાયને આદર નથી, આદર છે માત્ર એક વ્યક્તિને ગમી ગઈ હોય એવી કોઈ કલાને. અને તેને લીધે તેમની નાયિકા સત્ય કે દયા કે ન્યાયના પ્રસંગે પ્રવૃત્તિ નથી કરતી અને માત્ર પોતાને ગમી તે કલાને જ આદર આપે છે. આમ કરવા, કર્તાને ત્રિલોકનાથની અલગ ઉપકથા મૂળ માલાપ્રભુની કથા સાથે સાંધવી પડે છે. બન્ને કથા એકરસ નથી થઈ શકતી. મૂળ વસ્તુને અનુકૂલ જે નૈસર્ગિક માર્ગ હતો તે છોડી દેવાથી, આખા નાટકની સમગ્રતા ખંડિત થાય છે, નાટક વ્યગ્રતાદુષ્ટ થાય છે. લોકસત્તાની અવગણનાથી નાટકના રસને હાનિ નથી થતી, કારણકે સત્ય અને ન્યાયથી પ્રેરાઈને પણ લોકસત્તા વિરુદ્ધ જ કામ કરવું પડત, પણ એક વિલક્ષણ માન્યતાના પક્ષપાતથી અને તે પક્ષપાત નાટકમાં ઘુસાડવાથી રસને હાનિ થાય છે.

કલા માટે પણ માલાદેવીને ખરો આદર જણાતો નથી. ખરો આદર હોય તો લોકને તેડાવે શા માટે? ત્રિલોક જવા ઇચ્છે છતાં પોતાની સત્તાનો ઉપયોગ કરી તેને બધી બાજુથી રોકે શા માટે? અમને તો માલાદેવીમાં એક અહંકારમૂલક ઘેલછામિશ્રિત આત્મતૃપ્તિની લાલસા જ દેખાય છે. કલાના નામ નીચે આ વૃત્તિ ઘણીવાર પ્રવર્તમાન થાય છે અને સમાજ અને સાહિત્ય બન્નેને બગાડે છે.

'રક્ષા'ના નાટકમાં રક્ષા ઘણું આકર્ષક પાત્ર છે. તેની સ્ફૂર્તિ, કાર્યદક્ષતા સવ કર્તાની કલાનાં લાક્ષણિક નિર્માણો છે. પણ કેટલીક શંકાના જવાબો મળતા નથી. રક્ષાને પ્રદ્યુમ્ન માટે આટલો બધો પ્રેમ

હતો ત્યારે લગ્ન પછી તેને મિલના કામમાં આટલો બધો રસ શી રીતે પડ્યો? તેનું સમાધાન કરી લઇએ પણ રક્ષા જેવી સ્ફુરતા ચૈતન્યવાળી સ્ત્રીનો પ્રદ્યુમ્ન જેવા ઠંડા પુરુષ માટે પ્રેમ થવો સંભવે? રક્ષા ઉપર ધ્યાન આપતાં પ્રદ્યુમ્ન ઉપર નિર્માતા પૂરતું ધ્યાન આપી શક્યા લાગતા નથી.

ઉપર કૃપાલમાં જે નાટકની અપૂર્ણતા બતાવી તેથી 'અશક્ય આદર્શો' તદ્દન મુક્ત છે. આદર્શ શાથી અશક્ય છે, તે પૂરેપૂરૂં પાત્રોના પરસ્પર વ્યવહારોમાં વ્યક્ત થાય છે. નાટકનો ઉદ્દેશ તત્ત્વરૂપે નહિ પણ મૂર્તરૂપે વ્યક્ત થાય છે. પશ્ચિમના આટલા ઊંડા સંસ્કારવાળો, સરકારી નોકરીની સખ્ત તાલીમવાળો, સરકારી નોકરીની જવાબદારી સમજનારો, અંગ્રેજ અમલદારોને અનેક વાર મળેલો પ્રતાપ, નોકરના કહેવાથી સ્ત્રીને ઉપાડી જવાનું સાહસ કરવાનો વિચાર સરખો પણ કરે, વંડો કૂદી હરપાળની હદમાં જાય એ કલ્પવું મુશ્કેલ છે. એ 'આદર્શ' એટલો બધો 'અશક્ય' છે કે પ્રતાપ જેવો માણસ તેનો વિચાર જ ન કરે એમ અમે માનીએ છીએ. છતાં પ્રતાપ એમ કરે એમ માનીએ તો પછી નાટક યોગ્ય રીતે આગળ ચાલે છે. દુર્ગા અને વિજયા બે બહેનો જેટલી બહાદુર છે તેટલી જ તેજસ્વી સાહસિક પ્રત્યુત્પન્નમતિ છે. પરિણામે વિજયાનો આપઘાત આવે એ સ્વાભાવિક છે અને કલાની દૃષ્ટિએ ઉચિત છે. પણ જે આદર્શ અત્યારે અશક્ય હોવાથી કોઈ તે પ્રમાણે ચાલતું નથી, અને જે સ્થિતિનો માણસ તે પ્રમાણે કદી ચાલવાનો નથી, તેવો માણસ તેવો આદર્શ સિદ્ધ કરવા જાય તો કરુણ નિષ્ફળતા જ પરિણમે, એમ બતાવવાથી અમને બહુ નિષ્પન્ન થતું લાગતું નથી.

લેખકના ગુણો તરફ અમે દુર્લક્ષ કરવા માગતા નથી. સંવાદની ત્વરિત જીવન્ત ગતિ એ તેમનો ઉત્તમમાં ઉત્તમ ગુણ છે. તેમનાં પાત્રો એક જ રીતથી વાતચીત કરે છે, પાત્રોનું વૈવિધ્ય ઝાઝું નથી એ ખરૂં,

પણ તેમનાં કેટલાંક પાત્રો, ખાસ કરીને સ્ત્રીઓ, ઘણાં જ આકર્ષક છે. તેમનાં સ્ત્રીપાત્રો પરવશ થઈ નિષ્પ્રાણ થઇ ગયેલાં નથી પણ આત્મશ્રદ્ધાવાળાં અને સ્વતંત્ર રીતે અને નીડરપણે ચાલુ અભિપ્રાયોની પરીક્ષા કરવાને સદા–તત્પર છે. છતાં નીતિ સંબંધી કેટલીક વિપરીત ભાવનાને કૃત્રિમ રીતે કલામાં ઘુસાડવાથી તેમની કલા સમગ્રતા ખુએ છે અને માનવ સ્વભાવનાં ગંભીર ઊંડાણો સુધી જઇ શકતી નથી. પશ્ચિમના કેટલાક આધુનિક વિચારકો અને લેખકો જેવા કે નિત્ચે, શૉના વિચારો અને ભાવનાઓ તેઓ પોતે સ્વતંત્ર પરીક્ષા વિના પકડી લઈ કલામાં ઉતારે છે પણ તે પર પૂરૂં પ્રભુત્વ નહિ હોવાથી કલામાં તે ભાવનાઓ સુશ્લિષ્ટ રૂપ પામતી નથી. આકર્ષણ માત્ર બાહ્ય શૈલીનું, સંવાદની છટાનું, પાત્રોનાં નવીન નામોનું, અને તેમની નવીન રીત-ભાતોનું રહે છે. કર્તા જ્યારે પશ્ચિમના વિચારોનો સંપૂર્ણ સમન્વય કરશે, પોતા સાથે એક કરશે, એકાંકી નાટકને અનુરૂપ જ ભાવ પસંદ કરશે, ત્યારે જ તેમની કલા શબ્દ અને અર્થ બન્નેના સૌન્દર્ય-વાળી થશે. કર્તા જે ઉત્સાહથી અને શોખથી સાહિત્યની સેવા અત્યારે કરે છે તે વડે વિશેષ પ્રભુત્વ મેળવવામાં પણ સફળ થશે એમ અમે આશા રાખીએ છીએ.

કર્તાએ આ પુસ્તક કૌમુદી સેવકગણનું ભંડોળ વધારવાના હેતુથી કૌમુદીતંત્રને સોંપ્યું છે એ અભિનંદનયોગ્ય છે. અમે આશા રાખીએ છીએ કે વાંચનાર વર્ગ આ પુસ્તક ખરીદી લેખક પ્રકાશક બન્નેને ઉત્તેજન આપી સાહિત્ય તરફનો તેમનો આદર બતાવશે.

ચૈત્ર ૧૯૮૩

# શીરીષ×

કર્તાઃ રમણલાલ વસંતલાલ દેસાઈ બી. એ. પ્રકાશકઃ શા. માણેકલાલ અંબારામ ડૉક્ટર. અધિપતિ, શ્રી સયાજીવિજય વડોદરા. કિંમત રૂ. ૧)

આ મધુર નવલકથા માટે અમે લેખકને અભિનન્દન આપીએ છીએ. પુસ્તકનાં નાયક નાયિકા શીરીષ સોહિણી લહેરી તંદુરસ્ત તોફાની શોખીન અને તે સાથે સાહજિક સંસ્કારવાળાં અને ડહાપણ કે સ્વભાનથી જરા પણ કૃત્રિમ નહિ થયેલા સદ્‌ગુણવાળાં છે. બન્નેમાં પરસ્પર પ્રેમ છે પણ નવલકથાની શરૂઆતમાં તે પ્રેમમાં હજી ગાંભીર્ય નથી આવ્યું. બન્નેમાં પરસ્પરને મોહક એવાં અનેક બાહ્ય આકર્ષણો છે પણ કેવળ બાહ્ય આકર્ષણો ઉપર પ્રેમ હમેશ ટકતો નથી, એવાં બાહ્ય આકર્ષણોથી પણ અંતે કંટાળો આવે છે તેમ આ દંપતીને બને છે. વળી કર્તાએ એ પણ બતાવ્યું છે કે શરૂઆતનો પ્રેમ જે એક બીજાનું સાંનિધ્ય માગે છે, તે સાંનિધ્યનો આગ્રહ પણ સમય જતાં વ્યક્તિવિકાસનો બાધક થાય છે અને ત્યારે ગમે તેવાં પ્રેમીઓ પણ એક બીજાથી સ્વતંત્ર રહી વિચાર કરી વધારે ગંભીર થવા સ્વાભાવિક રીતે જ પ્રેરાય છે. આ દંપતીનું એમ જ બને છે. બન્ને એક બીજાથી વંકાઈને અને શંકાઇને જુદાં પડે છે. અને મનુષ્યમાત્રને ગંભીર બનાવનાર વિપત્તિની શાળામાં પાઠ લે છે, બન્ને તેમાંથી વિશુદ્ધતર થઈ પ્રેમમાં એટલાં જ મસ્ત પણ વધારે ગંભીર બની બહાર નીકળે છે અને વાંચકના હૃદયને વિશુદ્ધતર પ્રેમના ઉલ્લાસથી ભરી દે છે.

આ વિપત્તિની ભૂમિકામાં વાર્તામાં અનેક ઉપકથાના તંતુઓ ભળે છે અને ગૂંચવાય છે. સોહિણીના હાથનો અભિલાષી શીરીષનો એક

× સંસ્કૃત જોડણીમાં પહેલો અક્ષર હ્રસ્વ છે પણ લેખકે સર્વત્ર દીર્ઘ વાપર્યો છે એટલે અમે પણ એ જ જોડણી રાખી છે. જોડણીમાં એવું લક્ષ આખા પુસ્તકમાં છે.

જૂનો કૉલેજ મિત્ર કનક વાર્તામાં કંઈક પ્રતિનાયકનું કામ કરે છે. વળી વાર્તામાં બીજા બે પ્રવાહો મળે છે. એક કલાની ઉપાસનામાં ગાંડું કુટુંબ અને ધર્મોપાસનામગ્ન બે બીજાં પાત્રો. કલા અને ધર્મ સહોદર છે, એમ બતાવવા કર્તા આ પાત્રોને પણ પરસ્પર સંબંધવાળાં છેવટે બતાવે છે. વળી આ પાત્રોની વચ્ચે ફાચર તરીકે અનેક ખટપટી પાત્રો આવી પોતપોતાનો ભાવ ભજવી જાય છે. અહીં વાર્તા અત્યંત સંકુલ બને છે પણ વાર્તાકારને વાર્તાના તંતુઓ પાછા ઉકેલતાં પણ આવડે છે. માત્ર અમને એટલું કહેવું જરૂરનું લાગે છે કે ચિત્રના પ્રતીક તરીકે સોહિણીને એક લાખ મળે, એ જરા અસંભવિત છે. તેમ જ મુરલીધરની ગૌરાંગદાસ તરફની ઈર્ષ્યા, અસૂયા, પઠાણ સાથેની ખટપટ, અને તે સર્વની કંઈક અગમ્યતા જરા અસંભવિત લાગે છે. ગૌરાંગદાસમાં આધુનિક ધાર્મિક સ્વરૂપ મૂકવા કર્તાએ પ્રયત્ન કર્યો છે, પણ તેમાં પણ અમને એવી જ અસંભવિતતાનો પાસ લાગે છે. વળી બનાવોના વર્ણનનો ક્રમ અમને જોઈએ તેવો સુઘટિત નથી લાગતો. બનાવો બન્યા હોય એ જ ક્રમમાં મૂકવાની જરૂર નથી હોતી, પણ તેને કર્તા જે ક્રમમાં મૂકે છે તેમાં પણ કોઈ ખાસ પ્રયોજન હોય છે. આ વાર્તામાં બનાવોના વર્ણનક્રમથી વાર્તાની સંકુલતા જરા વધે છે અને રસને કોઈ ખાસ પુષ્ટિ મળતી નથી. આ બધું લખવાની જરૂર એટલા માટે છે કે કર્તાએ જરા વાર્તાને વધારે પાકવા દીધી હોત તો આ બધા ઇષ્ટ અંશો એની મેળે આવત એવી અમને લેખકની શક્તિ જણાય છે. આખા પુસ્તકમાં ઉતાવળનાં ચિહ્નો અમને ઠેરઠેર જણાય છે.

મુખ્ય પાત્રોની આસપાસ મૂકાયેલાં પાત્રો પણ સુરેખ દોરાયાં છે. ઉદાર મતનો ખરો ભગવતી શેઠ ધર્મપાળ, જેના સંસ્કારો અદૃશ્ય રીતે તેના પુત્ર શીરીષમાં સંક્રાન્ત થયા છે, તેનો સાચો, નિમકહલાલ, શેઠના લાભમાં અધીરો, પણ વટ વાળો ગુમાસ્તો, કલા બલાના ફંદામાં ન પડતાં સીધું પરોપકારી જીવન ગાળનાર ડૉ. સુકુમાર, કલા પાછળ

ગાંડો થયેલો વિભાકર, તેનો અંધ પિતા, સુધા, વીણા, પેલો પઠાણ, મુરલીધર, ગૌરી, જેક, સર્વ સુરેખ ચીતરાયાં છે. કર્તા પાસે પાત્રોની ખોટ નથી, અને દરેક પાત્ર સ્વતંત્ર સ્વભાવવાળું અને જીવન્ત છે.

વાર્તાનાં સ્થળો વારંવાર બદલાય છે. ગુજરાત નર્મદા મેસોપોટેમિયા વગેરે અનેક સ્થળે વાર્તા લહેરાતી ચાલે છે. અને એ વિવિધ પ્રસંગોમાંથી વિપત્તિમાંથી ગંભીર થઇને, પોતાની ભૂલો સમજીને, જીવનના કંઇક હેતુ સાથે નાયક નાયિકા આપણને પાછાં દેખા દે છે ત્યારે પણ તે એ ને એ શીરીષ અને સોહિણી છે એમ લેખક આપણને બતાવી આપે છે. ગૌરાંગદાસના આશ્રમમાં લાંબે સમયે વગર સંકેતે વરસાદના તોફાનમાં અગાસી ઉપર તેઓ પાછાં મળે છે અને ત્યાં વરસાદનું કુદરતી તોફાન આ તોફાની દંપતીના મિલનની પ્રાકૃતિક જવનિકા બને છે.

ઘણી નવલકથામાં લેખક રસની દરિદ્રતા ખોટા પ્રેમથી, મિથ્યા લાગણીના આવિષ્કારથી ઢાંકે છે, સત્યની દરિદ્રતા અતિ સાધારણ હકીકત અને ટાહેલાં (Platitudes) થી ઢાંકે છે. આ કર્તાએ એવું કશું ન કરતાં પોતાની કલાવૃત્તિને સ્વચ્છન્દથી વહેવા દીધી છે. અને એક સ્વાભાવિક દંભરહિત કૃતિ, ગુજરાતનાં વાંચકો આગળ ધરી છે. ખરી રસવૃત્તિવાળાં વાચકો આને સત્કારશે એવી અમને ખાત્રી છે.

મહા ૧૯૮૪

## રાજપૂત જીવનસન્ધ્યા : મહારાષ્ટ્ર જીવનપ્રભાત

મૂળ લેખક : રમેશચન્દ્ર દત્ત. બંગાળીમાં અનુવાદ કરનાર : નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ. પ્રકટ કરનાર : પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિમિટેડ; વડોદરા. મૂલ્ય અનુક્રમે રૂા. ૧ અને ૧ાા.

ઐતિહાસિક નવલકથા એટલે શું ? તેનો લેખક ઇતિહાસથી કેટલો બંધાયેલો ? નવલકથાકાર તરીકે નવું કલ્પવાને માટે કેટલો હકદાર ? એ સંબંધી ઊહાપોહ, શ્રીયુત મુનશીની પાટણના ઇતિહાસને

અનુલક્ષીને લખાયેલી નવલકથાના સંબંધે વારંવાર થાય છે. અમને લાગે છે કે આ બે નાની નવલકથાઓ તે પ્રશ્ન ઉપર કેટલોક પ્રકાર પરોક્ષ રીતે પાડે છે.

આ બન્ને પુસ્તકોમાં લેખકની પ્રતિભાનાં પાત્રો સ્પષ્ટ જોઇ શકાશે. જીવનસંધ્યામાં તેજસિંહના સંબંધમાં આવતી ભીલબાલિકા અને છેવટે તેને પરણતી પુષ્પ, અને તેજસિંહનો આખો પ્રેમપ્રસંગ કલ્પિત છે. ઝાંખી અગમ્યતાથી છવાયેલી ચારણી માતા પણ કલ્પિત છે. દુર્જયસિંહ અને તેજસિંહની—ચંદાવત અને રાઠોડોની—અદાવત પણ કદાચ કલ્પિત હશે, બન્ને વચ્ચેનાં યુદ્ધો અને એકબીજાની સ્પર્ધાથી કરેલાં પરાક્રમો કલ્પિત દેખાય છે. વળી તેજસિંહ અને દુર્જયસિંહ બન્ને જ્યાં સુધી યવનો સાથે વિગ્રહ ચાલે છે ત્યાં સુધી પરસ્પર વૈર લેવું મુલતવી રાખે છે અને બન્ને ભાઈઓની પેઠે મોગલો સામે લડે છે તેમાં વાર્તાકારે રજપૂત સ્વભાવને, તે હતો તે કરતાં કદાચ વધારે ઉન્નત ચીતર્યો છે. માનસિંહ પ્રતાપ પૃથુરાજ ઐતિહાસિક પાત્રો હતાં તેવાં જ કર્તા ચીતરે છે અને તેમના સ્વભાવોમાં, તેમનાં કાર્યોમાં જે સ્વાભાવિક કાવ્યસામગ્રી હતી તેનો બરોબર ઉપયોગ કરે છે. ઇતિહાસના વસ્તુને એક ખરા કલાકારની પેઠે સુંદર ઘટનામાં રજુ કરે છે, પણ સર્વથી વિશેષ તો એ કે આખા પુસ્તકમાં રાજપૂત વાતાવરણ સાચવી રાખે છે. સામાન્ય વાંચકના મનમાં રજપૂતો વિશે જે પરંપરાગત ભાવના સ્વાભાવિક રીતે ઊતરી આવી હોય તેને સ્ફુટ અને તેજસ્વી કરી નિરૂપિત કરે છે.

તે જ પ્રમાણે જીવન પ્રભાતમાં પણ રઘુનાથરાવ, ચન્દ્રરાવ લક્ષ્મી, સરયૂ, અને રઘુનાથ અને સરયૂનો પ્રેમપ્રસંગ સર્વ કાલ્પનિક છે. સંધ્યા કરતાં પ્રભાત તો રઘુનાથ અને સરયૂની જ પ્રેમવારતા લગભગ બની જાય છે. પણ તે સિવાય જસવંતરાય જયસિંહ ઔરંગઝેબ શાયસ્તખાન સર્વ ઐતિહાસિક પાત્રો છે અને જેવાં ઇતિહાસમાંથી તેમને આપણે ઓળખીએ છીએ તેવાં જ તેમને ચીતર્યાં છે. લેખકે

પોતાની વિચક્ષણ ઈતિહાસદૃષ્ટિથી રાજપૂત અને મરાઠા માનસને ઉકેલી તે પ્રમાણે રજુ કરેલું છે. જયસિંહ અને જસવંતસિંહને, શિવાજી અને તાનાજીને સુરેખ સ્વભાવો અર્પેલા છે અને જયસિંહ આગળ મરાઠા જાતિની અપૂર્ણતાનો ઉલ્લેખ કરાવેલો છે કે મોગલ રાજ્ય તો પડવા બેઠું છે તે પડશે પણ શિવાજીએ અખત્યાર કરેલી લૂંટફાટ અને છળકપટની નીતિ છેવટે મરાઠા રાજ્યને જ નડશે. સંધ્યામાં જેમ ચારણીમાતા તેમ પ્રભાતમાં જયાસહના મુખમાં ભવિષ્યવાણી મૂકેલી છે. શિવાજીનું કૌશલ, તેની હિન્દુ રાજ્યની ભાવના, તેનું પરાક્રમ, કાર્યદક્ષતા, સૌજન્ય, સર્વ ઈતિહાસ કરતાં આપણે વધારે નિકટતર જઈ જોઈ શકીએ છીએ. અને છતાં વાતાવરણ સર્વત્ર મહારાષ્ટ્રનું જ રાખવા પ્રયત્ન કર્યો છે:—જોકે પ્રભાત ઉપર સન્ધ્યાના રાજપૂત વાતાવરણની કંઈક વધારે અસર થઈ લાગે છે. વાસ્તવિક તો એ છે કે રાજપૂત સ્વભાવ કરતાં મરાઠા સ્વભાવ આપણને હજી પણ વધારે દુર્ગમ છે.

બન્ને પુસ્તકોમાં કર્તાનું ઇતિહાસની હકીકત અને તપસીલનું જ્ઞાન અને ભૂગોળનું જ્ઞાન સ્પષ્ટ દેખાઇ આવે છે. આ બે પુસ્તકો ઉપરથી આપણે કહી શકીએ કે ઐતિહાસિક નવલકથાકારને નવાં પાત્રો અને પ્રસંગો ઉમેરવાનો હક છે પણ તે સર્વ તે સમયના વાતાવરણને અનુકૂળ ઘડાવાં જોઇએ, તે સમયના વાતાવરણને વિઘાતક ન હોવાં જોઈએ. કર્તા ઈતિહાસનો અર્થ ઉકેલી તેને નવલકથામાં નિરૂપી શકે છે, પણ ઇતિહાસનો અને તેની નાનામાં નાની તપસીલનો જેને ખરેખરો અભ્યાસ હોય અને હકીકતમાંથી ઇતિહાસ ઉકેલવાની જેનામાં પ્રતિભા હોય તે જ તેમ કરી શકે. તે સિવાય ઐતિહાસિક બીનામાં મનમાન્યા ફેરફારો કરવા, તે ઈતિહાસ અને નવલકથા બન્ને બગાડવા બરાબર છે. નવલકથા લખનાર જેમ રસના સૂક્ષ્મ નિયમો પાળવાનું સ્વીકારે છે તેમ ઐતિહાસિક નવલકથા લખનાર તે ઉપરાંત ઐતિહાસિક વાતાવરણ સમજવાનું અને તેને અનુકૂલ રહેવાનું એક વિશેષ

બંધન સ્વીકારે છે અને બદલામાં તેને ઇતિહાસના ગર્ભમાં રહેલ રસસામગ્રીનો ઉપયોગ કરવાનો હક મળે છે.

જીવનપ્રભાત, વાર્તા કરતાં કાવ્યની શૈલી પર વિશેષ લખાયેલું છે તેમાં કવિતો પુષ્કળ આવે છે પણ ગદ્ય પણ કવિતા જેવું ઘણી જગાએ છે. એક જ દાખલો લઈએ.

મોગલો સામે યુદ્ધ કરવાના હેતુથી મહારાણા પ્રતાપસિંહ સપરિવાર સર્વદા કન્દરમાં અને પર્વતગુફામાં વાસ કરતા. મેવાડની મહારાણી સ્વામીની પેઠે સ્વદેશપ્રિય હતી. કલેશયાતનાને તુચ્છ ગણી પત્થરની ઉપર રાત્રે સૂઇ રહેતી, જાતે રાંધીને બાળકોને જમાડતી, વિપત્તને સમયે એક પર્વતથી બીજા પર્વત ઉપર, એક ગુફામાંથી બીજી ગુફામાં પલાયન કરતી ફરતી; તથાપિ સન્ધિને માટે સ્વામીને કોઈ દિવસ વીનવ્યો નથી. વનપશુની બખોલમાં મહારાણી આશ્રય ગ્રહણ કરતી, ।શયાળામાં પર્વત ઉપર અગ્નિ સળગાવી બાળકોને તપાડતી, વર્ષા કાળમાં કોઈ કોઈ વાર ગુફાઓમાં પાણી પેસી જવું ને તે વારે મહારાણી બાળકોને કેડમાં લઈ આખી રાત એક ખૂણે ઊભી રહેતી; તથાપિ સન્ધિને માટે સ્વામીને કોઈ દિવસ વીનવ્યો નથી. ખેતરમાંની દુર્વાના રોટલા કરી બાળકોને ખવાડતી, કોઈ સમયે તે રોટલા પણ શત્રુભયે ત્યાં જ પડતા મુકીને કોઈ સ્થાને ને ત્યાંથી વળી બીજે સ્થાને પલાયન કરી જવું પડતું; તથાપિ સન્ધિને માટે સ્વામીને કોઈ દિવસ વીનવ્યો નથી.

મૂળ ગદ્ય આ કરતાં પણ વધારે સુન્દર હશે. કેટલાક પદ્ય ભાગો ભાષાન્તરકારે ગદ્ય કર્યા જણાય છે અને જે પદ્ય પદ્યમાં ઊતર્યું છે તે સંતોષકારક નથી. એ ભાગો તેમ જ કવિત્વમય ગદ્ય-ભાગો વધારે સંભાળથી ભાષામાં ઉતારવાની અમને જરૂર લાગે છે.

ભાષાન્તરકાર ગુજરાતીના સારા લેખક છે અને બંગાલીનો તેમનો અભ્યાસ લાંબો અને નિકટનો છે. સામાન્ય રીતે ભાષા શુદ્ધ પ્રવાહી ગંભીર અને અર્થાનુકૂલ વપરાઈ છે. પણ કેટલાક વિચિત્ર પ્રયોગો વારંવાર નજરે પડે છે તે મૂળમાંથી રહી ગયા લાગે છે. 'દેવનિન્દિત' 'પુષ્પનિન્દિત' એ બહુવ્રીહિ સમાસ તરીકે ગુજરાતીમાં

કઢોડું લાગે છે અને સંસ્કૃતમાં પણ તેવું જ છે. ભાષાંતરકારે એક જગાએ લખ્યું છે તેમ 'પુષ્પને નિન્દે એવો દેહ' એ વધારે સારૂં છે. 'ચેષ્ટા' શબ્દ પણ જરા અપારચિત અર્થમાં આવે છે. 'અસમ સાહસ' અને તે ઉપરથી નિપજતા બીજા શબ્દો આવે છે, તે ગુજરાતી અને સંસ્કૃત બન્નેમાં અપપ્રયોગો છે. 'કરતો ના' 'બોલતો ના' જેવા પ્રયોગો વ્યાકરણ વિરુદ્ધ તો ન ગણી શકાય પણ ઘણી જગાએ અજુગતા તો લાગે જ છે.

બન્ને પુસ્તકો માટે અમે લેખક અને પ્રકાશક બન્નેને અભિનન્દન આપીએ છીએ. જાણે બહુ આત્મભોગ આપીને થાકી ગયેલો હોય એવો આપણો પ્રજાજન આ પુસ્તકો ઉપરથી, સ્વતંત્રતાનો ઇતિહાસ કેવો હોય તેનો ધડો લેશે એમ આશા રાખીએ છીએ.

મહા ૧૯૮૪.

# પ્રભાતના રંગ

કર્તા: વિજયરાય કલ્યાણરાય: પ્રકાશક અને સોલ એજન્ટ: આર. વનમાળીદાસની કંપની: બુકસેલર્સ ૩૯૭, કાલબાદેવી રોડ, મુંબઈ–૨. કિં. રૂ. ૨–૪–૦.

કૌમુદીકારના ગયાં આઠેક વરસના લેખોનો આ સંગ્રહ છે. તેમાં કેટલાક સંવાદો છે, કેટલાક વાર્તાઓ છે અને કેટલાક નામાન્તરથી લખેલા વિનોદના લેખો છે.

પરચૂરણ લેખોના સંગ્રહમાં વાંચનારને વિવિધતાનો એક લાભ મળે છે પણ તેથી વિવેચકને તો માત્ર અગવડ જ પડે છે. આવા સંગ્રહના દરેક લેખનું પૃથક્ અવલોકન આપવાનો અવકાશ હોતો નથી અને સમગ્રનું અવલોકન માત્ર સામાન્ય શબ્દોમાં હોઈ શકે, જે વાંચનારને નિરુપયોગી નીવડે. અમે વચલો માર્ગ લઇશું એટલે સામાન્ય અવલોકન કરી લેખકના લાક્ષણિક ગુણદોષ વિશિષ્ટ લેખોને અનુલક્ષીને ચર્ચીશું.

પુસ્તકમાં સૌથી પહેલું ધ્યાન ખેંચે છે તે લેખકની શૈલી છે. સંવાદમાં વાર્તામાં અને વિનોદના લેખોમાં તે એક સરખી તરંગમય અને આકર્ષક છે. આને માટે કોઈ ખાસ અવતરણની જરૂર નથી.

આ શૈલી નવીન છે. પણ તેથી જ સંવાદોમાં તે અમને ઉચિત લાગતી નથી. તેમના બધા સંવાદોનાં પાત્રો પ્રાચીન છે, કોઇ પણ આધુનિક તો નથી જ. તેથી સંવાદોને ઇતિહાસ રંગ જોઇએ તેવો લાગતો નથી. કાલિદાસ ભોજ શચી પ્રેમાનન્દ બધાને આ વીસમી સદીની નવીન શૈલી એક સરખી અનુકૂલ ન પડે. વાર્તાઓ આધુનિક છે તેને અને વિનોદના લેખોને તે સંપૂર્ણ અનુકૂળ છે.

સંવાદોના વિષયો ઘણાખરા કર્તાના પ્રિય વિષયભૂત કલા અને સાહિત્યની ચર્ચાના છે. તેમાં કાલિદાસ શોખીન હશે એ તો પ્રાચીન લોકમાન્યતા છે અને ભવભૂતિ તપઃપ્રિય હશે એ કલ્પના પણ શક્ય છે. પણ ભવભૂતિ ભાવસાક્ષાત્કારને કલાનું તત્ત્વજ્ઞાન ગણે અને કાલિદાસની મૂળ ભાવના જ કલાગુણથી ભરી હોય એ બે વિધાનમાં બન્ને કવિઓનો ભેદ સ્પષ્ટ થતો નથી. એ ખરૂં છે કે કાલિદાસમાં સૌંદર્ય વધારે છે અને ભવભૂતિના ભાવનો વેગ વધારે પ્રબલ છે પણ તેનું કારણ જુદું જ છે. અમને તો, આ વિષય પૂરતો, મુખ્ય ભેદ એ લાગે છે કે ભવભૂતિ પોતાના ભાવના વેગમાં ઘસડાઇ પ્રતિભાનું સ્વાતંત્ર્ય ગુમાવે છે, અને એટલે અંશે તેનું જગતનું દર્શન પણ એકીતરફી રહે છે, કાલિદાસનું જગતનું દર્શન જ વધારે સમગ્ર છે, વિશાલ છે, તેને ભાવ ઉપર પ્રભુત્વ છે, અને તેથી તેના વિધાનમાં અંગપ્રત્યંગનું પ્રમાણ, રચનાસૌષ્ઠવ અને ભાવોનું વૈવિધ્ય વધારે સારૂં છે, અને માટે તે વધારે સુંદર છે.

" સુકુમાર પુષ્પ કે સુંદરીના સોહાગ કે જનહૃદયના હર્ષશોકાદિ ભાવો સાથે તન્મયતા સાધતી કવિની પ્રતિભા પ્રેરણાની ક્ષણોમાં પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર અનુભવે છે." જેવાં વાક્યોથી કવિ-

પ્રતિભાનું રસનું કે રસના સાક્ષાત્કારનું સ્વરૂપ જરા પણ વધારે વિશદ થતું નથી.

'રાજા ભોજ અને સીતા પંડિતા' ના સંવાદને વિષય પણ એ જ છે. તેમાં પણ કેટલોક સંવાદ તો વિષયને સ્પષ્ટ કરવાને બદલે ગૂંચવે છે. મંત્રદર્શન અને યોગીના પરમાનંદની સરખામણી ન જ કરી હોત તો વધારે સારૂં કારણકે સામાન્ય વાંચનારને યોગીના પરમાનન્દને અનુભવ નથી. પણ પૃ. ૨૮ ઉપર કવિના અનુભવ સંબંધી કર્તાનું વક્તવ્ય સ્પષ્ટ થાય છે. પણ ત્યાં પણ તે નિબન્ધાત્મક જ રહે છે. ભોજ પોતે તે બોલી જાય છે. કર્તાને અભિપ્રાય સંવાદમાંથી વ્યક્ત થતો નથી અને તેવે પ્રસંગે સંવાદ અને નિબન્ધ વચ્ચે ઝાઝો ફરક રહેતો નથી. જગન્નાથ અને લવંગીના સંવાદમાં આવા દોષો નથી. સૌથી સરસ અને સંવાદનું નામ જેને આપી શકાય તેવો સંવાદ પ્રેમાનન્દ અને નાથાશંકરનો છે. તેમાં સંવાદની ગતિ ત્વરિત છે, ભાષામાં તટસ્થ ચર્ચા કરતાં ભાવ વિશેષ છે, અને કર્તાએ પોતાનું વક્તવ્ય બરાબર સંવાદમાં પ્રગટ કર્યું છે. છેલ્લો સંવાદ નહુષ અને શચીનો છે. તેમાં શચી કોઇ આધુનિક સ્ત્રીની પેઠે વર્તે છે અને સપ્તર્ષિઓ નહુષની કામાન્ધતા જાણતા હતા છતાં શાપ આપવાને પાદપ્રહારની શા માટે રાહ જુએ છે તે સમજાતું નથી.

વાર્તાઓનું પૃથક્ અવલોકન સ્થલસંકોચને લઇને નહિ કરીએ. બધી વાર્તાઓ એક સાથે વાંચી જવાય તેવી ત્વરિત ગતિવાળી અને ડગલે ડગલે જિજ્ઞાસા ઉત્પન્ન કરે એવી છે. પણ દરેકમાં કંઇક કંઇક લગ્નભાવનામાં ઉત્પથે જનારનું જ વર્ણન આપવાને જાણે કર્તાએ નિશ્ચય કર્યો હોય એમ જણાય છે. સમાજમાં જો આવું જ હોય અને સમાજને જો આમાં જ રસ આવતો હોય તો સમાજની લગ્નભાવના અથવા કલાભાવના અથવા બન્ને કયાંક પણ જરૂર રોગિષ્ઠ છે એમ માન્યા વિના રહેવાતું નથી.

કર્તાની શૈલીને તદ્દન અનુકૂલ અમને તેમના વિનોદના લેખો લાગ્યા છે. તેમાં,—જાહેર ખબરોમાં ઘણીવાર આવે છે તેમ—પેટ પકડીને ખડખડ હસાવે તેવું નથી પણ પ્રભાતના જેવો અસ્ફુટ આછો હાસ્યરંગ સર્વત્ર છે. અને હાસ્યમાં ડંખ નથી. સૌથી વિશેષ અમને એ લાગે છે કે કર્તા, પોતા તરફ તટસ્થ રીતે હસી શકે છે જે ખરી રીતે હાસ્યનું રહસ્ય છે. દરેક લેખમાં એક સરખો હાસ્યરસ નથી પણ દરેક લેખ આનંદથી વાંચી શકાય તેટલો તેમાં રસ છે. સ્થલ-સંકોચને લીધે માત્ર એક જ નમૂનો આપીએ છીએ. કર્તા પોતાના શરીરને સંબોધીને કહે છે.

કેટલાક તારી દુર્બળતાને રડે છે ને સબળ કરવાના ઉપાયો સૂચવ્યા કરે છે. એ બાબતની મેં જન્મભરમાં નથી કરી એટલી ચિંતા તેમને છે. અને તબિયત સુધારવાની એ ભલામણો એકાદ બે કે જેવી તેવી નથી. મારે ફેલોઝ સીરપ પીવું; ચાહમાં ક્રુશન સોલ્ટસ ઓગાળવાં: આતંકનિગ્રહવાળાને ખટાવવો: સુવર્ણપર્પટી કે વસંતમાલતી લેવી; વીસનગરના સુવિખ્યાત સ્વામીજીનો મત પૂછવો; માથેરાનના લોખંડી પાણીનો લાભ લેવો; છેવટે કૈં નહીં તો બહુચરાજીની બાધા રાખવી કે પછી રોજ ઊઠીને મૃત્યુંજયનો પાઠ કરવો–આ મતલબની વણમાગી, વણખરચાળ સલાહો મારે કાને વાયુની લહરેલહર પર ચાલી જ આવે છે.”

“માણસ એટલે સલાહ આપનારૂં પ્રાણી” એ શ્રી મુનશીનું વાક્ય યાદ આવે છે.

આખા ગ્રન્થને માટે અમારે કર્તાને ધન્યવાદ જ આપવાનો છે. તેમના લેખોમાં ક્યાંક ક્યાંક અસ્પષ્ટતા છે એમ અમે બતાવ્યું છે પણ કયા લેખકમાં શરૂઆતમાં તે નથી હોતી? અને લેખકના લાક્ષણિક ગુણો એટલા છે કે ભવિષ્યમાં તેમના તરફથી આપણા સાહિત્યના ઉત્કર્ષની આપણે આશા રાખી શકીએ.

મહા ૧૯૮૪

## સ્વપ્નદ્રષ્ટા

લેખક: કનૈયાલાલ માણેકલાલ મુનશી. પ્રકાશક: એમ સી. કોઠારી, રાવપુરા રોડ, વડોદરા. મૂલ્ય રૂ. ૨–૦–૦

સને ૧૯૦૬ આસપાસની રાજકીય પ્રવૃત્તિને અને તે કરતાં તેની પછવાડે રહેલી મનોદશાને કલાની દૃષ્ટિએ નિરૂપવી એ આ વાર્તાનો ઉદ્દેશ છે એમ કર્તાએ પોતે 'વાચકને' કહ્યું છે. વ્યવસ્થાપ્રીતિ કેળવનાર સામ્રાજ્યવાદી અને વિપ્લવ ઇચ્છનાર રાષ્ટ્રભક્ત બંનેની માનવતા જેટલી કલાની દૃષ્ટિએ આકર્ષક છે તેટલી જ જનસ્વભાવના અભ્યાસની દૃષ્ટિએ ઉપયોગી છે.

પુસ્તકમાં માત્ર ૧૯૦૬ ના જ રાજકીય માનસનો ચિતાર નથી પણ તેની ભોંયરૂપ આગલી પેઢીનો પણ ચિતાર છે. વાર્તાના મુખ્ય નાયક સુદર્શનના પિતા રાવ બહાદુર પ્રમોદરાય, તેમના ભાવી વહેવાઈ નામદાર જગમોહનરાય અને ગોરાપૂજામાં રાવ બહાદુરથી પણ ચઢી જાય તેવા રા. બ. માધવલાલ, રાવ બહાદુર થવા ઇચ્છતા પત્રાળી પડિયાના વહેપારી શેઠ માભાઈ એ સર્વનું કર્તાએ સુંદર હાસ્યયુક્ત વર્ણન કર્યું છે.

માબાપોની આવી ગોરાપૂજાથી બાળકોનાં મન ઉપર કેવી વિષમ અસર થાય છે તે આમાં યથાર્થ રીતે નિરૂપેલું છે; અને અંગ્રેજ અમલદારો સત્તાના મદમાં કેવું નફ્ટ અપમાન કરે છે તે પણ બરાબર બતાવેલું છે.

કથાનો નાયક આ વાતાવરણથી ભડકે છે. તેને પોતા તરફ ઘૃણા થાય છે અને બીજી તરફ દેશોદ્ધારનાં તેને સ્વપ્નાં આવે છે. નાનપણથી ઘરમાં દબાઈ ગયેલો બુદ્ધિશાળી અને વિશેષ લાગણીવાળો બાળક બહાર મળવા હળવામાં શરમાળ હોઈ વધારે વધારે સ્વપ્નશીલ થાય છે. પણ કહેવું જોઈએ કે આ સ્વપ્નશીલતા કર્તાએ લગભગ ઘેલછાની સીમા ઉપર આણી મૂકી છે.

વડોદરા કૉલેજના વાતાવરણમાં અને તે સમયના બંગાળાના ભાગલાને લીધે થયેલ ક્ષોભથી સુદર્શનની સ્વપ્નશીલતા ઉત્તેજાય છે. તે અને તેના જેવા બીજા ગોઠિયાઓ દેશના ઉદ્ધારને માટે જે હવાઈ યોજનાઓ કરે છે, જે અવ્યવહારુ મૂર્ખતાભરેલાં સ્વપ્નો સેવે છે તેનું વર્ણન પણ કર્તાએ મોહક રીતે કરેલું છે,

સુદર્શનને નામદાર જગમોહનલાલની છકેલી છોકરી સુલોચના વેરે પરણવાનો નામદારનો વિચાર છે. તેથી આ ભાવી જોડાના અસમાન અંશો એક બીજાને પડછે વધારે દીપી આવે છે.

જગમોહનલાલને લીધે એક બીજું આકર્ષક પાત્ર પ્રો. કાપડિયા આવે છે. તેઓ ઇતિહાસના પ્રોફેસર છે. હિંદ વિશે તેઓ કેટલાક મતો લાક્ષણિક રીતે દર્શાવે છે. સંસ્કૃતિના ઇતિહાસમાં પ્રથમ નગર–અસ્મિતા, પછી દેશ-અસ્મિતા આવે છે. રાષ્ટ્રીય અસ્મિતા માટે ભાગોલિક સુસંબદ્ધતા જોઈએ વગેરે. હિંદસંસ્કૃતિ નાગરિકોની અસ્મિતા સુધી આવી ત્યાંથી ભાંગી પડી. અત્યારે હિંદમાં રાષ્ટ્રીય અસ્મિતા થવાને સૌથી પ્રથમ ભૌગોલિક સુસંબદ્ધતા જોઈએ. ભૂતકાલનાં આપણાં સામ્રાજ્યોમાં આપણે તે સિદ્ધ કરી શકયા નથી. તેનું કારણ પ્રો. કાપડિયા એ આપે છે કે સામ્રાજ્યને એક છેડેથી બીજે છેડે હાથી પર બેસી જતાં કેટલી વાર લાગે? અને પ્રોફેસર આશા રાખે છે કે ટેલીફોન રેલવે વગેરે વ્યવહારનાં અર્વાચીન સાધનોથી રાષ્ટ્રમાં એ સુસંબદ્ધતા હવે આવશે.

સંસ્કૃતિનો પાયો નગરની અસ્મિતા એ સાદું સત્ય પ્રોફેસરે ઠીક મૂકયું છે. પણ વ્યવહારનાં સાધન વિના દેશની અસ્મિતા ન આવી શકે એ મત સત્ય લાગતો નથી. ચીન વ્યવહારનાં નવાં સાધન પહેલાંનું રાષ્ટ્ર છે. ચીન જેવું વિશાળ સમસૂત્ર રાજ્ય તો દુનિયાંના ઇતિહાસમાં નથી!

ચીનની પેઠે પ્રાચીન સમયમાં સંસ્કારો દૈશિક વિસ્તાર સાધી શકતા. અને જેમ રાજ્યનો વિસ્તાર ઘણી વાર રાજ્યને સુદૃઢ કરે છે

તેમ સંસ્કારનો વિસ્તાર પણ તેને સુદૃઢ કરે છે. રોમન સામ્રાજ્ય નગરભાવના ત્યજી રાષ્ટ્રભાવના પર આવવાના પ્રયત્નમાં તૂટી ગયું એમ કહ્યું છે પણ ત્યાં, રોમની વિલાસિતા એ નાશનું કારણ કેમ ન હોય ? ગ્રીસ નિર્વીર્ય થતાં તેના પાડોશી અર્ધસંસ્કૃત મેસિડોનિયાએ તેના પર વિજય મેળવ્યો તેમ રોમ વિલાસમગ્ન થતાં તેના પર તેની પડોશી અસંસ્કૃત પ્રજાઓ ફરી વળી તેમ ન હોય? પણ વિલાસથી નબળાં પડાય છે એમ કદાચ શ્રીયુત મુનશી ન સ્વીકારે. ભારતી પોતાના પ્રાણનું ઓળખાણ, જે અનેક લાંબાં ભભક ભર્યાં વિરોધી વાક્યો વાળા ફકરામાં આપ્યું છે, તે આપતાં કહે છે: "જ્યારે ક્ષણે ક્ષણનો વિલાસ અનુભવવાની અધીરતા જુએ..." પણ અમને આશા છે કે અહીં 'વિલાસ' સ્થૂલ અર્થમાં નહિ હોય.

પણ એ ખરૂં કે અત્યારે હિંદુસ્તાનને પ્રચલિત ધર્મોની ટૂંકી ભાવના કે એવી બીજી કોઈ ભાવના ઉપકારક નથી. એ ભૂતકાળની ટૂંકી ભાવનાઓ તો રાષ્ટ્રભાવનાના વિકાસમાં આડખીલી છે. આવી ભૂતકાલની ભાવનાઓ કે માન્યતાઓનો વિચાર કરતાં એમ લાગે કે રાષ્ટ્રૈકય કરતાં આપણને ઘણો વખત જશે. એ ઐકય કરવાની પ્રક્રિયાને ઉત્તેજવાનું વિપ્લવ એ જ સાધન છે. પણ પ્રો. કાપડિયા કહે છે કે "આપણા લોકમાં વિપ્લવ કરવાનું મીઠું નથી...ગરીબ વર્ગના વિપ્લવ માટે ભુખમરો ને જુલમ જોઈએ. બ્રીટીશ સરકાર પાકી છે. તે છેક કોઇ ને ભુખે મરવા નહીં દે. ને તમારી કોર્ટો જુલમ હોય ત્યાં પણ જુલમ નથી એ ખ્યાલ બેસાડવાનાં સાધન છે."

સુલોચનાના સંબંધમાં કર્તા કામશાસ્ત્રનાં કેટલાંક સત્યો પણ પ્રસંગ પ્રમાણે મૂકે છે. "સ્ત્રીના હૃદયમાં સ્વભાવજન્ય બે ઇચ્છાઓ સદાએ વાસ કરે છે. એક ઇચ્છા પુરુષોની પ્રશંસા મેળવવાની...બીજી ઇચ્છા શાતા મેળવવાની ને આપવાની." "શરમ એ એક મોટો દુર્ગ છે. એનાથી ભાવિ પ્રજા જળવાય છે...જો શરમ ન હોય તો સ્ત્રીઓમાંથી સંકોચ જતો રહે. જો સંકોચ જતો રહે તો પુરુષની પસંદગી

કરવાનો તેને વખત ન મળે. ને વખત ન મળે તો...સ્ત્રી પુરુષ એક બીજાને પસંદ કેમ કરે...?"

સુદર્શન અને તેની ઉત્સાહી મંડળી સુરત કોંગ્રેસમાં ભાગ લેવા જાય છે. એ આખું વર્ણન ઘણું સુંદર છે. આ જુવાન વિદ્યાર્થીઓ તિલક–ફિરોઝશાહ સમાધાન થવા ન દેવામાં સફળતા મેળવે છે. અને કોંગ્રેસ તૂટે છે. શ્રીયુત મુનશીનાં વેગીલાં કાર્યોનાં વર્ણન હમેશાં મોહક હોય છે તેવું આ પણ મોહક છે.

સુદર્શનને જો સફળતા મળતી હોય તો આટલી જ. તેણે માના ઉદ્ધાર માટે જે કાંઈ કરવા ધારેલું તે સર્વ અંકુરિત પણ થવા પામતું નથી. તેના મિત્રો કેટલાક વ્યવહારમાં પડી જાય છે. કેટલાકનો જુસ્સો પરણવામાં પરિણામ પામે છે અને છેવટે સુદર્શન પોતાના કાગળો સાથે સર્વ આશાઓ બાળી નાખી પોતાની ઇચ્છા કશી ન રહેતાં પિતાની ઇચ્છાને અનુકૂળ બેરિસ્ટર થઈ આવે છે. પહેલાં માની સેવા કરવા તેણે સુલોચનાને પરણવા ના પાડેલી, તે સુલોચનાને પરણવાનું પૂછે છે. પણ હવે સુલોચના ના પાડે છે. જે ધનીને તે આદર્શ સ્ત્રી તરીકે પૂજતો હતો તે પણ પરણી ચૂકી છે. ટૂંકમાં સુદર્શનની સર્વ ભાવનાઓનો જાણે માત્ર ઉપહાસ થાય છે.

આમ થવાનું કારણ, કર્તા હિંદના જુવાનોનું માનસ અને ઐતિહાસિક પરિસ્થિતિ માને છે. તે સર્વ માન્યતા થોડા શબ્દોમાં તેમણે એક જગાએ કહી છે.

તે વખત કોંગ્રેસ હતી હીંદની નાનકડી પ્રતિમા. તેજ અમેય વિસ્તાર, તેજ અનેક દૃષ્ટિવાળો તરવરાટ, તેજ અલ્પજીવી ઉત્સાહ, તેજ પચરંગી ચિત્રમયતા, તેજ ભવ્યતાનો ભાસ, તેજ સનાતન અનંતતાનું દર્શન, તેજ કાર્યદક્ષતાનો અભાવ, તેજ ચુસ્ત એકાગ્રતાનો અણગમો. (પૃ. ૧૬૪)

આખા પુસ્તકની અસર અત્યારના વાંચનાર ઉપર એવી જ થાય કે હિંદને માટે કશું થઇ શકવાનું નથી અને હિંદને માટે કાંઇ

પણ કરવાનો ઉત્સાહ રાખવો તે ઘેલછા છે. આવા સમયમાં જે પોતાનું સંભાળીને બેસી જાય તે ડાહ્યા.

અને જો કર્તાનું આ પુસ્તકનું આ જ વક્તવ્ય હોય તો તે તેમણે સચોટ રીતે કહ્યું છે.

પણ આ વક્તવ્ય સાચું છે કે નહિ એમ કલાની કૃતિના અવલોકનમાં પણ પૂછી શકાય કે નહિ? કલાની દૃષ્ટિએ અને સત્યની દૃષ્ટિએ જુદું જુદું તો ન જ દેખાય ને? માણસ જેવા ભાવની દૃષ્ટિએ જુએ છે તેવું દેખે છે. આ આખી પરિસ્થિતિ કર્તાએ જાણે ઘૃણાથી જ જોઈ હોય એમ નથી લાગતું? અને એમ જોયા પછી બધું ઘૃણાયોગ્ય લાગે તેમાં નવાઈ છે? ઉપહાસ કરવા માટે ભાવનામૂર્તિ સુદર્શનને જાણી જોઇને જાણે ઘેલછાવાળો ચીતર્યો છે. સાધારણ ભાવનાશીલ માણસ આટલો ઘેલો, શરમાળ, ઘરમાં દબાયેલો નથી હોતો. એ સમયની ભાવનામાંથી શું ભવિષ્યના હિસાબમાં કશું જમે ખેંચી શકાય તેવું નથી રહ્યું? જો રહ્યું હોય તો કર્તાએ તેનાં બીજ શોધી બતાવવાં જોઈએ. કવિનું ક્રાન્તદર્શિત્વ તેમાં છે. કર્તાએ મૂર્ખાઈ જોઇ, પણ તેમાં ક્યાંઇ પણ તેમને ઉત્તેજનલાયક, કદરલાયક કશું દેખાયું જ નથી. અને ન દેખાય, કારણ કે કર્તાએ પ્રેમની નજરથી જોવાનો પ્રયત્ન કર્યો નથી. તેમના હાસ્યમાં તિરસ્કાર છે. તેમના પ્રો. કાપડિયા સુલોચનાએ પૂછ્યા વિના, તેને કામશાસ્ત્રનાં બે સત્યો સલાહ તરીકે કહેવા બેસે છે, પણ પોતે ઇતિહાસના પ્રોફેસર છતાં જિજ્ઞાસુ સુદર્શનને "હું રાષ્ટ્ર રોગનો ડાકટર નથી." એટલું જ કહે છે. તેમને પોતાની પ્રજા કે દેશનો પક્ષપાત નથી.

સંવિધાનની દૃષ્ટિએ વાર્તાનો વેગ કર્તાની બીજી વાર્તાઓ પેઠે રસભર ચાલે છે. પણ સુદર્શનના પૂર્વ ઇતિહાસમાં તેનાં સ્વપ્નો ચીતરવામાં કર્તા જ્યાં પાનાંનાં પાનાં લખે છે ત્યાં તે મંદ થાય છે. વર્ણનો રસિક છે. ભાષા સાદી અને વેગવાળી પણ કોઈ કોઈ જગાએ

શબ્દાડંબરવાળી છે. ઘણી જગાએ હાસ્ય નિર્દોષ છે પણ આખા પુસ્તકની પછવાડેની દૃષ્ટિ ધૃણાયુક્ત અને એકતરફી છે.

તેમ છતાં તે સમય ઉપર આ પુસ્તક પુષ્કળ પ્રકાશ પાડે છે. અને જો કે આ પુસ્તક જુવાનોને દોરી નહિ શકે તેમ જ તેમને પ્રેરણા બલ કે શ્રદ્ધા નહિ આપી શકે પણ પોતાની ઘણી અપૂર્ણતાઓ જોવાને આંતરદૃષ્ટિ આપી શકશે.

ચિત્રો વિશે બે શબ્દો કહેવા જરૂરના છે. ચિત્રકાર અંદરના ભાવને ઉતારવામાં નિષ્ફળ થયા છે એટલું જ નહિ પણ કર્તાનું વર્ણન સમજીને તે પ્રમાણે ચિત્ર દોરવા જેટલી પણ તેમણે કાળજી નથી લીધી. સુદર્શન કોટનાં બટન ખુલ્લાં રાખતો હતો છતાં કોઈ જગાએ તેનું તેવું ચિત્ર નથી. આવાં ચિત્રો માત્ર ચોપડીઓને મોંઘી કરે છે અને રસવૃત્તિને બગાડે છે તે વધારામાં :

જેઠ ૧૯૮૪

## કલ્પના કુસુમો

લેખકઃ—લલિતમોહન ચુનીલાલ ગાંધી. બી. એસ. સી., એમ. એ., એલ. એલ. બી., એડવોકેટ. મૂલ્ય રૂ. ૨–૦–૦

લેખકે ૧૯૨૨ થી ૧૯૨૭ સુધીમાં લખેલી ૧૭ વાર્તાનો આ સંગ્રહ છે.

પુસ્તકનો ઉપોદ્ઘાત શ્રીયુત નરસિંહરાવભાઈએ લખી આપેલ છે. તેમાં ટૂંકી વાર્તાની મિતાક્ષરી રસ–મીમાંસા કરી છે તે મનનીય છે. વાર્તાની વિવેચનાને અંગે તેમણે એક બીજો પ્રશ્ન પણ સામાન્ય દૃષ્ટિએ ચર્ચ્યો છે તે પણ મહત્ત્વનો છે. તે એ કે "વાર્તાલેખકે પોતાનું અંગત સ્વરૂપ પ્રકાશિત કરવાની મર્યાદા શી હશે ?" અને તેનો ટૂંકો જવાબ એ કહ્યો છે કે તેમ કરવાના સ્પષ્ટ ઉદ્દેશ સિવાય લેખક સંયમ અને કલાના ગૂઢ નિયમોની મર્યાદા સાચવીને પાત્રોદ્વારા અથવા કદી કદી સાક્ષાત્ રૂપે પોતાનાં મંતવ્યો પ્રગટ કરી શકે.

લેખક "સ્પષ્ટ ઉદ્દેશ" સિવાય પોતાનાં મંતવ્યો કલાને આવશ્યક મર્યાદામાં રહીને મૂકી શકે એ મત સાથે અમે સામાન્યતઃ મળતા થઈએ છીએ. પણ ઘણી વાર લેખકના સ્પષ્ટ ઉદ્દેશ વિના લેખકનાં પ્રજ્ઞાથી કરેલાં મંતવ્યો નહિ પણ તેના ગ્રહો* કલામાં ઘૂસી જઈ કલાને બગાડે અને કલ્પનાના સ્વૈર ઉડ્ડયનને અટકાવે છે, એમ પણ બને છે. આ લેખકની વાર્તાઓનું મુખ્ય ભયસ્થાન અમને એ જણાયું છે, અને તે તરફ તેમનું ધ્યાન ખેંચવું અમને આવશ્યક લાગે છે. તેમની સર્વ વાર્તામાં એક જ વસ્તુ આવે છે અને તે લગ્ન અથવા સ્ત્રીપુરુષનું પરસ્પર આકર્ષણ. લગ્ન સિવાય કોઈ પણ વાર્તામાં બીજો કોઇ વિષય નથી. વિવિધતા હોય તો તે માત્ર એટલી જ કે કોઈ જગાએ અનુકૂળ પતિ ન મળવાથી સ્ત્રી મરી જાય છે, કોઈ જગાએ અનુકૂળ પત્ની ન મળવાથી પુરુષ મરી જાય છે, કોઈ જગાએ અનુકૂળ પતિ પત્ની મળી શકે છે. લાગણીનો આઘાત બતાવવાની તેમની રીત પણ જાણે એક જ છે. માંદગી–અશ્રુ–મરણ. વાર્તાનાં પાત્રો જાણે બધાં જ પ્રતિભા, પ્રતાપ, સ્વતંત્ર ગમ વિનાનાં છે. તેમનાં પાત્રો યૌવનસંપન્ન, સાધનસંપન્ન, અથવા વિદ્યાસંપન્ન છે છતાં કોઈ પણ બહાદુરીથી વિજયી થઈ બહાર આવતું નથી. બહુ બહુ તો મુશ્કેલી સાથે સમાધાન કરી લે છે.

તેમની સર્વ વાતો જોતાં એવી જ અસર થાય છે કે જાણે જગતમાં કામતૃપ્તિ ( સ્ત્રી પુરુષના પરસ્પર આકર્ષણ માટે 'કામ' શબ્દ વાપર્યો છે) થી પર, તેથી ઉન્નત કાંઇ છે જ નહિ.

તેમના જુવાનોએ પત્નીપ્રાપ્તિ સિવાય કાંઈ કલ્પના કે ભાવના ભાગ્યે જ કરેલી છે. આ આવડા મોટા જગતમાં તેમને બીજા કશાનાં સ્વપ્નો નથી આવતાં. પ્રાકૃત જનમાં આમ બને પણ લેખકનાં કેટલાંક પાત્રો કલ્પનાશીલ છે તેમાં પણ આથી વિશેષ કશું નથી.

---

* obsessions.

ઘણીખરી વાર્તામાં બનાવો ઘણા જ ઓછા છે. ટૂંકી વાર્તામાં અમુક જ પ્રકારના બનાવો હોવા જોઈએ એમ ન કહી શકાય, પણ અહીં વાર્તાનું કલેવર લગભગ અપુષ્ટ રહી જાય છે, અને પાત્રોની લાગણીઓ કે વિચારોથી તે પુષ્ટ થતું નથી. ઘણી જગાએ કારણભૂત બનાવ વિના જ માત્ર પાત્રોના બદલાતા જતા સ્વભાવોનું વર્ણન આવે છે. લેખક પાત્રો કે બનાવોને સુસંગત સુશ્લિષ્ટ કલ્પી શક્યા નથી. એક જ દૃષ્ટાન્ત આપી શકીશું.

કલા એ પરખી શકતો હતો. કલાનું એને ગાંડપણ લાગ્યું હતું. દુનિયાંની એને પરવા નહતી. જીવન તરફ એની બેદરકારી અજોડ હતી...... એને માત્ર આજની પડી હતી. પળેપળ મહીંથી એને આનંદ જોઈતો હતો.

પરણવું એને ગમતું નહતું. છતાંય...એક બાળક જેવી કન્યાને એને પરણવું પડયું હતું....એને માટે તેના ઉરમહીં ઉમળકો નહતો, આંખમાં સ્નેહ નહતો, શબ્દમાં દયા નહતી. અધિકારનો નશો અને માલિકીનું ગુમાન એને ચઢયાં હતાં..." (પૃ. ૧૯૮–૧૯૯)

આમાં કોઇ પણ એક વ્યક્તિની સુશ્લિષ્ટ કલ્પના નથી. માત્ર લેખકને ગમ્યાં તેવાં વિશેષણો તેમણે એક વ્યક્તિને આરોપ્યાં છે. એક જ વ્યક્તિમાં કલાપરીક્ષા—કલાઘેલછા, તેની સાથે માત્ર 'આજની જ પડી હતી' એવી મનોવૃત્તિ, તેની સાથે પત્ની ઉપર અધિકારનો નશો અને માલિકીનું ગુમાન હોઈ શકે? અને આ ઇન્દુ, જેણે પછીથી વિશાળાની ખોટી અસહ્ય નિંદા કરી, તેને તે જોઈ રહ્યો તેનું વર્ણન "ઇન્દુ પ્રભુની પ્રભુતા જોવામાં મશગુલ બન્યો હતો" (પૃ. ૧૬૯) એમ કરાય? સૌન્દર્યમાં પ્રભુતા જોઈ શકાય એ ખરું, પણ ઇન્દુ એ જોતો હતો? તેની આખી જીવનચર્યા સાથે આવી દૃષ્ટિ સુસંગત છે? આખા પુસ્તકમાં લેખક કલા શબ્દનો ઘણો જ ઉપયોગ કરે છે, છતાં અમને તો તેમના કોઈ પાત્રમાં સાચી કલાપ્રીતિ કે કલાનિષ્ઠા દેખાયાં નથી.

ઓછા કે વધારે, સાદા કે સંકુલ બનાવોથી પણ વાર્તામાં એક ચમત્કાર આવે છે. આ વાર્તાઓમાં સામાન્ય રીતે બનાવો નહિ

જેવા બને છે, પણ જ્યાં બનાવ જરા પણ આકર્ષક કરવાનો પ્રયત્ન છે, ત્યાં બનાવો પણ બંધબેસતા નથી. એક નાની જ વાર્તા લઇએ જેમાં બનાવો છે. કિશોરને, તેની પત્નીએ વિરંચી ઉપર લખેલા કાગળના કકડા કોઈ 'હિતેચ્છુ' મોકલે છે,તેના મજકુરથી તેને તરલિકા ઉપર વહેમ આવે છે. તે તરલિકાને કાઢી મૂકે છે, પોતાનું મરણ જાહેર કરે છે. પછી ન ઓળખાય એવા વેષે તરલિકાને પિયેર તેને જોવા જાય છે. તરલિકાના પતિનો સંદેશો લાવ્યો છું એમ કહી તરલિકાના શયન ખંડમાં પ્રવેશ મેળવે છે. ત્યાં તેના દેખતાં, વિરંચી ડોકટર તેને જોવા આવી તરલિકાનું સંવનન કરવા અને તેથી આગળ જઈ અડપલું કરવા પ્રયત્ન કરે ખરો ? પછી આગળ જતાં આ વેષધારી કિશોર, તરલિકાને કહે છે કે તેના પતિને વિશુદ્ધિની ખાત્રી થતાં તે પસ્તાયો હતો વગેરે. પણ તરલિકાના પતિએ મરણ વખતે લખેલી ચિઠ્ઠી તરીકે જે ચિઠ્ઠી તેણે આપી છે તેમાં તો સ્પષ્ટ રીતે વિરંચીની બાબતનો વહેમ છે, એટલું જ નહિ, મર્મવેધક ટોણો છે ! એવી ચિઠ્ઠી આપ્યા પછી તે કઈ રીતે કહી શકયો કે તરલિકાના પતિને પશ્ચાત્તાપ થયેલો ? એ ચિઠ્ઠી વાંચીને તો તરલિકા બેભાન થઇ ગઇ હતી ! અને છેવટે કિશોરના મનનું જે ચિઠ્ઠીના ટુકડાથી સમાધાન થાય છે, તે ટુકડા વિરંચી ત્યાં જ તે જ વખતે શા માટે નાંખે ? કિશોરના હાથમાં આપવા ? અને એ ચિઠ્ઠી પણ કેવી અસંબદ્ધ છે ? "હમણાં તો સુખી છું પણ ભવિષ્યની વાત કોણ જાણે ?" એ વાક્ય ત્યાં શા માટે આવે ?

લેખકની જોડણીની ભૂલો, અને શબ્દનો ખોટા અર્થમાં પ્રયોગ, એ વિશે કાંઈ નથી કહેતા. પણ એમની પારિગ્રાફ પાડવાની રીત પણ અર્થહીન છે. એક જ વસ્તુના કે ભાવના વર્ણનમાં તેઓ કાંઈ પણ કારણ સિવાય એક બે વાકયે પારિગ્રાફો પાડી નાંખે છે. દાખલા આપવા જેટલી અહીં જગા નથી પણ આ બાબત પુસ્તકમાં સ્થળે સ્થળે જોઈ શકાશે.

આષાઢ ૧૯૮૭

## વડલો

લેખકઃ કૃષ્ણલાલ શ્રીધરાણી પ્રકાશકઃ ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરઃ ભાવનગર.

ત્રણ ગુરુઓના આશીર્વાદ સાથે પ્રકાશિત થયેલા આ નાના નાટકને અમે આવકાર આપીએ છીએ. આ નાટકને લેખકની શિક્ષણ-સંસ્થા દક્ષિણામૂર્તિભવને પ્રગટ કર્યું છે, તે સંસ્થાના ચિત્રશિક્ષકે તેને મહિયારીના સુંદર ચિત્રથી વિભૂષિત કર્યું છે, અને કાકાસાહેબે તેનો ઉપોદ્દ્ઘાત લખી સાહિત્યમંદિરનાં દ્વારો તેને ઉઘાડી આપ્યાં છે.

આ નાટકને એક દૃષ્ટિએ ભવાઈના રૂપનું નાટક કહી શકાય; ભવાઇ સાથે સરખાવતાં અમે તેને જરાપણ હીન પ્રકારનું કહેવા માગતા નથી. અમે માનીએ છીએ કે ભવાઈના પ્રકારના પ્રયોગો થવાની જરૂર છે. તે નાટકપ્રકારનું ખાસ લક્ષણ એ છે કે તેમાં પાત્ર પોતે જ પોતાનું ઓળખાણ કરાવતું કરાવતું પ્રવેશ કરે છે અને તે પણ ઘણે ભાગે કોઈ ગીતદ્વારા કે તાલબદ્ધ ગવાતાં જોડકણાં દ્વારા. ભવાઈમાં તો નાચ પણ હોય છે, અને એ નાચની ખૂબી એ છે કે તે નાચ માત્રથી તે પાત્રના સ્વભાવનું સૂચન થાય છે. અહીં નાચનો ઉલ્લેખ નથી છતાં અમે માનીએ છીએ કે આ નાટકનો કદાપિ પ્રયોગ થાય—માત્ર નિશાળોમાં જ થવા સંભવ છે—તો ગાન સાથે પાત્રના સ્વભાવાનુરૂપ નાચ પણ થાય તો સારું.

આ નાટક કંઈક બાલકૌતુકની દૃષ્ટિથી લખાયું છે એમ કહી શકાય. પણ તેમાં કલ્પનામાં કે શૈલીમાં ક્યાંઈ પણ બાલિશતા નથી. કૃતિને કલાકૃતિ બનાવવાનો લેખકનો સ્પષ્ટ સંકલ્પ છે. આવા નાટકમાં કલ્પનાના વિહારની પાર કોઈ ખાસ ગૂઢ રહસ્ય હોતું નથી, છતાં જો આમાં રહસ્ય જોવું હોય તો તે એ કે બાલસુલભકૌતુક અને ઉભરાતા જીવનની દૃષ્ટિએ જોતાં વિશ્વ સુખી દેખાય છે અને એ સુખ અવાસ્તવિક પણ નથી, પણ એ બધાની પાર, છેવટે કુકડો કહે છે તેમ, માનવદૃષ્ટિ કશું જોઇ શકતી નથી. કુકડો કહે છેઃ

જાગે જગના પ્રાણ સહુ પણ,
વ્યર્થ બધો પોકાર !
આભ ચીરું હું તોય ન પહોંચે,
નાદ મૃત્યુને પાર !...અમે

લેખકે અનેક જગાએ નવીન કલ્પના બતાવી છે. પણ જ્યાં જ્યાં તેમણે જૂની પરંપરાગત કલ્પનાઓ લીધી છે ત્યાં ત્યાં, કંઈક અનૌચિત્ય લાગે છે અને રસભંગ પણ થાય છે. ભીંડો કમલિની ચંપો વગેરેની ઉક્તિઓ આવા જૂના કલ્પના–ચીલે ચાલે છે. તેની સાથે સરખાવતાં વડલાને સંબોધેલી કોયલની ઉક્તિ જેઃ—

"મૂછો વધી વધીને જમીનમાં પહોંચી તોય તમારો મશ્કરીનો સ્વભાવ ન ગયો દાદા સાહેબ !"

તાજી અને નવીન સહેજે માલૂમ પડશે. એ વડલાની આખી કલ્પના સુંદર છે. કદાચ અવિભક્ત કુટુંબવાળા હિંદુ જીવનના અનુભવમાંથી આવી કલ્પના ઉત્પન્ન થઈ હોય ! છેવટે મૃત્યુ વખતે વડલાની ઉક્તિમાં બાલસરલતા સાચવીને લેખક કંઇક ભવ્યતા લાવી શક્યા હોય તો વધારે સારું એમ લાગે છે.

કૃતિ આશાપ્રદ છે. પોતાના અનુભવને અને સનાતન સત્યને વફાદાર રહી આ જુવાન લેખક બીજી વધારે કૃતિઓ આપણને આપશે એમ આશા રાખીએ છીએ.

શ્રાવણ ૧૯૮૭

## સ્નેહયજ્ઞ

લેખક : રમણલાલ વસંતલાલ દેશાઈ એમ. એ. પ્રકાશક : શા. માણેકલાલ અંબારામ ડાક્ટર, માલેક શ્રી સયાજીવિજય, વડોદરા. કિંમત રૂ. બે.

આ લાંબી વાર્તા લેખકની બીજી વાર્તાઓ જેવી જ મનોહર છે. કાર્ય વેગથી ચાલે છે અને વાંચનારની આંકાક્ષા ઠેઠ સુધી જારી રહે છે. ઘણી જગાએ અસામાન્ય બનાવોથી વાંચનાર રસિક રીતે ચોંકતો રહે છે. રસની સિદ્ધિમાં વાર્તાના દરેક બનાવનો અને તેનાં

પરિણામોનો લેખકે કુશળતાથી ઉપયોગ કર્યો છે. વાર્તાના બનાવોને પણ કલાના અનુક્રમમાંથી લઇને કુશળતાથી ગૂંથ્યા છે.

હિંદુ સમાજની ટાઢી નિર્દયતા ઉપર અને અમલદારોની નીતિ-વાળી પણ સગર્વ અને નિર્દય કારકિર્દી ઉપર, તેમ જ આખા સમાજની અન્યાયી આર્થિક વ્યવસ્થા ઉપર લેખકે ઠીક કટાક્ષો કર્યા છે. તેમનાં ટૂંકાં તીક્ષ્ણ કટાક્ષવચનો કદાચ આ વાર્તાની વિશેષતા ગણાય.

કિરીટની ગુપ્તમંડળી ઘણાં ચમત્કારક કામો કરે છે પણ તેની ખરેખરી વ્યવસ્થા શી રીતે થઈ શકી છે તે સંબંધી વાર્તા મૂંગી રહે છે અને એટલે અંશે, વાર્તા જાણે અદ્ધર ચાલે છે; જોકે વાર્તાના ચમત્કારોમાં એ તરફ વાંચનારનું ધ્યાન ન જાય એટલું કૌશલ લેખકે દાખવ્યું છે. ગરીબોની ખાતર ગુપ્તમંડળી મારફત પૈસા પડાવતો કિરીટ ચમેલીને મદદ કરવા રૂા. ૫૦૦૦) લૂંટે છે એવું સૂચન છે, તે સિદ્ધાન્તપ્રેમી કિરીટના જીવનમાં કંઇક વિસંવાદી જણાય છે. તે ઉપરાંત જરા પ્રયત્નથી સુધારી શકાય તેવી નાની નાની ખામીઓ છે. પણ લેખક પોતે જ પ્રસ્તાવનામાં તે એટલી નિખાલસતાથી કબૂલ કરે છે કે તે સંબંધી કશું અહીં લખવું ઉચિત લાગતું નથી.

તેમની વાર્તાની મનોહરતાનું વિશેષ કારણ તેમનાં પાત્રોની અને ખાસ કરી સ્ત્રીપાત્રોની મધુરતા છે. આ વાર્તામાં સર સુરેન્દ્ર અને તેની પત્ની મીનાક્ષી વચ્ચે પ્રેમ હોતો નથી, કિરીટને પ્રેમ કરવાનો અવકાશ નથી, છતાં તેમના યુગલોના સ્વભાવના ઊંડાણમાંથી કોઈ મધુરતા ઝરી આખી વાર્તાના વાતાવરણમાં પ્રસરી રહે છે.

લેખકને અમે વિશેષ ફત્તેહ ઇચ્છીએ છીએ.

પોષ ૧૯૮૮

## દિવ્યચક્ષુ

લેખક રમણલાલ વસંતલાલ દેશાઈ એમ. એ; પ્રકાશક મૂળશંકર સોમનાથ ભટ્ટ, નંદભુવન, રાવપુરા, વડોદરા. કિં. રૂા. ૨-૮-૦

આ લેખકની નવલકથાને સુઘડ રૂપમાં પ્રસિદ્ધ કરી પ્રકાશકે ખરેખર સાહિત્યની સેવા કરી છે.

લેખક પ્રસ્તાવનામાં 'આ પોણુાચારસો પાનાની વાર્તા વાંચવાની ઘણુા માણુસો ધીરજ રાખશે કે કેમ' એવી શંકા કરે છે. અમે તેમને ખાત્રી આપીએ છીએ કે જો કોઈ વાંચવા લેશે તો તેને વાંચવાની ધીરજ રહેશે અને અંત સુધી તે તેને રસથી વાંચશે.

આ લેખકની બીજી વાર્તાઓ કરતાં આ વાર્તાનો વણુાટ વધારે સારો છે. પાત્રો અને બનાવો વધારે ઘટ્ટ ગૂંથાયાં છે.*

કર્તા પ્રસ્તાવનમાં કહે છે કે ગુજરાતના જીવનમાં થતા ફેરફારોનું અવલોકન કરવું તેમને વધુ ગમે છે. એવા અવલોકનના પરિણુામે તેમણે કરેલું વર્તમાન ગુજરાતનું દર્શન કરાવવાનો આ તેમનો પ્રયત્ન છે. એવો પ્રયત્ન વાસ્તવિકતાના વાતાવરણુમાં જ થઇ શકે, અને વાર્તાનું વાતાવરણુ તેને માટે યોગ્ય વાસ્તવિક અને અકૃત્રિમ છે.

કર્તાનો ઉદ્દેશ વર્તમાન જીવન બતાવવાનો છે. તેમાં મુખ્ય પાત્રો જુવાનો જ હોય એ સ્વાભાવિક છે. નવા જમાનાના પ્રતિનિધિ તરીકે તેમણે જનાર્દન, અરુણુ, કંદર્પ, રહીમખાન, કૃષ્ણુકાન્ત, વિમોચન, રંજન, પુષ્પા, સુરભિ અને સુશીલાને લીધેલાં છે. તેની ભોંયમાં જૂનો જમાનો બતાવવા સરકારી નોકર નૃસિંહલાલ, ચુસ્ત વૈષ્ણુવ ધનસુખલાલ અને વ્યવહારથી વિમુખ ધનો ભગત લીધેલાં છે. સુશીલાની નવી મા સુમતિ નવા જમાનાની ખરી પણુ ઘરડા ધનસુખલાલની બીજી પત્ની, નવા અને જૂના જમાનાની કડી જેવી છે. આટલા જુવાનોને નવલકથામાં લઈને બધાના સ્વભાવો ભિન્ન અને સુરેખ

* એક બાબતની અહીં નોંધ કરીશું. આખી વાર્તાના બનાવો સ્વાભાવિક રીતે એક બીજામાંથી ફૂટતા ચાલ્યા આવે છે. છેલ્લો આગનો બનાવ, અને તેમાં પણુ યુરોપિયન કુટુંબનું રક્ષણુ કેવળ અકસ્માત છે, અને એ બનાવ આ વાર્તામાં પ્રધાનપદ ભોગવે છે, કારણુકે અરૂણુની દિવ્યચક્ષુતા એ બનાવને અવલંબે છે.

મૂકવા એ કપરું કામ કર્તાએ સફળતાથી કરેલું છે. જનાર્દન શુદ્ધ ગાંધીભક્ત છે. તેના સ્વભાવના ઘડતરમાં, પોતે સુશીલા સાથે પરિચય બાંધી તેને પરણી ન શકયો અને વિધવા માતાની અતિ વિષમ તપસ્યામાં તેને રાખવી પડી તેનો પશ્ચાત્તાપ કેટલે અંશે જવાબદાર હશે તે કર્તાએ સ્પષ્ટ કર્યું નથી, પણ તે છે તો ખરું જ. અરુણ સ્વભાવે તીખો, અમર્ષશાળી, વેગવાન, કોઈ પણ સમાજ જેને એક જ વાર જોઇને અભિમાન ધરાવે એવો યુવાન છે. કંદર્પ સરકારી નોકરનો પુત્ર છે એ ઘણું સૂચક છે. ઘણી જગાએ જોઇશું તો સરકારી નોકરોના પુત્રો, તેમણે સરકારી તંત્ર વધારે નિકટથી જોયેલું હોય છે તેથી, અને પોતાના પિતાએ સહેલા અને કરેલા અન્યાયોના પ્રત્યક્ષ સાક્ષી હોવાથી, સરકાર તરફ વધારે અસંતોષ ધરાવતા હોય છે. રહીમખાનનું નિરૂપણ એટલું સ્પષ્ટ છે કે કશું કહેવાની જરૂર રહેતી નથી. કૃષ્ણકાન્તનું માનસિક પરિવર્તન પણ કંદર્પના દાખલા જેટલું જ સૂચક છે. કૃષ્ણકાન્ત સાહેબલોકની બહુ જ નિકટ જઈ છેવટ સ્વમાન ઘવાતાં પાછો હઠી દેશની નવી હીલચાલનો સમભાવી બને છે, એ ખરું કહીએ તો અંગ્રેજની મૈત્રીના પ્રમાણિક ધ્યેયથી અંગ્રેજોની નિકટ જનાર આખા જમાનાનો પ્રતિનિધિ છે. તેમાં જ પછીના જમાનાની આગાહી રહેલી છે. યુવતીનો પ્રસાદ ઇચ્છતો, પોતાને કવિ માનતો, પોતાની બનાવેલી અવાસ્તવિક દુનિયામાં વિચરતો વિમોચન પણ એક સારી સંખ્યાના વર્ગનો પ્રતિનિધિ છે. પુસ્તકના વિદ્વત્તાભર્યા પ્રવેશકમાં શ્રીયુત બલવંતરાય ઠાકોર બતાવે છે તેમ સ્ત્રીપાત્રોમાં પણ સ્વભાવવૈવિધ્ય બરાબર આલેખાયું છે.

આ પ્રવેશકમાં પ્રો. ઠાકોર કહે છે કે વાર્તાનું દરેક પાત્ર આધુનિક રાજકીય પ્રશ્નને અમુક દૃષ્ટિકોણથી જુએ છે. પણ કર્તા એટલા તટસ્થ રહ્યા છે કે તેમનો સ્વકીય દૃષ્ટિકોણ કોઈ જગાએ જણાતો નથી:—અને એનું નામ કલા. કલાને માટે પોતાના અનુભવ

તરફ પણ અમુક તાટસ્થ્ય જોઇએ છે એ ખરું, ઘણા મહાન સર્જકોનાં સર્જનોમાં કલાકારનું અંગત મંતવ્ય જણાતું નથી એ ખરું,§ અને છતાં જ્યાં કલાકાર પોતાનું અંગત મંતવ્ય કલાકૃતિમાં પ્રગટ કરે ત્યાં કલાને હાનિ થાય જ એમ નહિ કહી શકાય. એ આખો પ્રશ્ન ચર્ચવાને અહીં અવકાશ નથી. પણ આખી વાર્તામાંથી એક વસ્તુ સ્ફુટ થાય છે તે તરફ વાંચનારનું ધ્યાન દોરીએ છીએ. લગભગ દરેક પાત્ર પ્રજાએ નિયત કરેલા અત્યારના આદર્શો તરફ અનેક રીતે આકર્ષાય છે એ આ નવલકથાનું મુખ્ય વક્તવ્ય છે, અને એવી રીતે આકર્ષાવામાં જ દરેક પાત્રનું સાર્થક્ય થતું હોય એમ સ્પષ્ટ જણાય છે. અરુણ હિંસાને માનનારો છે તે અહિંસક બને છે, રંજન શરૂઆતમાં કદાચ રમતિયાળ, છીછરી, પતંગિયા જેવી હોવાની છાપ પાડે છે, પણ તેની ગંભીરતા, તે જેટલે અંશે અરુણને ખરા પ્રેમથી ચાહી શકે છે, અને તેની શક્તિ જનાર્દનની પ્રવૃત્તિ તરફ ઝોક લે છે, તેમાં જ પ્રતીત થાય છે. કૃષ્ણકાન્ત પણ માત્ર જાણે ખાવા પીવા માટે જીવતો માણસ જણાય છે તે દારૂના શીશા ફેંકી દઈ જનાર્દનને મદદ કરે છે તેમાં જ તેના સ્વભાવની ઉન્નત બાજુ દેખાય છે. ધનસુખલાલને આ બધી છોકરમત લાગે છે તે પણ પોલીસોને ધમકાવી કાઢે છે, ઘાયલોને પોતાના ઘરમાં આશરો આપે છે અને છેવટે અંત્યજને પણ ઘરમાં દાખલ કરે છે, તેમાં જ તેની ટૂંકી ધર્મચુસ્તતાનો મોક્ષ થાય છે. પ્રો. ઠાકોર કહે છે કે, 'કિશોર વયમાં જેમ પ્રેમ શુદ્ધ ન હોય તેમ શુદ્ધ

---

§ આ વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે. વાર્તામાં કર્તાનો દૃષ્ટિકોણ ક્યાંઈ ન હોય એનો અર્થ વાર્તાના વાચ્યાર્થમાં ન હોય. વાર્તાના કોઇપણ એક પાત્રની ઉક્તિ કે વિચાર કે દૃષ્ટિકોણ તે કર્તાનો ન હોય. પણ વાર્તાકારની તટસ્થતાનો એવો અર્થ ન થાય કે તેને પોતાને કોઈ દૃષ્ટિ જ નથી. આખી વાર્તાનો વ્યંગ્યાર્થ હોય જ; અને તે વ્યંગ્યાર્થ એ જ કર્તાનું વક્તવ્ય, કર્તાનું દર્શન, અને દર્શન દૃષ્ટિકોણ વિના ન સંભવે. વાર્તાને વ્યંગ્યાર્થ જ ન હોય કે વ્યંગ્યાર્થ સ્પષ્ટ ન હોય એ વાર્તાકલાની કૃતિ કરીકે નિકૃષ્ટ.

પૂરો ખીલેલો વીરરસ વિરલ જ હોય.' એમાં સત્ય છે પણ તે સાથે એ પણ ખરું કે આ વાર્તામાં જૂના જમાનાના પ્રતિનિધિ ધનસુખલાલના કરતાં આ યુવાનો વધારે વીરરસ બતાવે છે, અને પ્રો. ઠાકોરના સત્યથી વિરુદ્ધ નહિ, પણ તેની બીજી બાજુ એ છે કે કિશોર વયમાં કે જુવાનીમાં જેણે પ્રેમ કે સાહસ નથી દાખવ્યું તે મોટપણે ભાગ્યે જ દાખવવાનો છે. જુવાનીમાં એ ભાવો હશે તો જ મોટપણે શુદ્ધ રૂપ લઈ શકવાના છે. કર્તા પ્રસ્તાવનામાં કહે છે કે ગુજરાત હાલમાં તો શૂર જીવન જીવે છે, અને કર્તાએ તે આ નવલકથામાં બતાવેલું છે.

કર્તાની કેટલીક મુખ્ય નવલકથાઓ ઉપરથી કર્તાના સર્જનના પ્રિય વિષયો પણ કહી શકાય એમ છે. કર્તાની વાર્તાના વાતાવરણની મંગલતા અને સૌરભ મુખ્યત્વે અભિનવ મસ્ત શુદ્ધ દાંપત્યપ્રેમથી થાય છે. અને શિરીષ, સ્નેહયજ્ઞ અને દિવ્યચક્ષુ જોતાં તેમના શોખનો એક વિષય, કોઈપણ કારણથી ઊંચાં મન થયેલ દંપતીમાં મનનો મેળ કરાવવો એ છે. શિરીષ અને દિવ્યચક્ષુમાં એક એથી ગૌણ વસ્તુ પણ સમાન જણાય છે. ગુજરાતી સામાન્ય રીતે વેપારી ગણાય છે; તો વેપારનું દેવું, કાયદાની બારીકીનો લાભ ન લેતાં, પ્રમાણિકપણે ભરી દેવું એવા વટવાળા ગુજરાતીની કલ્પનામાં કર્તા રાચે છે. આ છેલ્લી બાબતમાં ગુજરાત વધારે પ્રમાણિક થતો જાય છે તેની અમને શંકા છે. સદ્‌ગત દેશબંધુ દાસે પિતાનું મુદત બહાર ગયેલું દેવું આપ્યું એવા દાખલા વર્તમાન ગુજરાતી સમાજમાં અમે જાણુતા નથી, હોય તો જાણવા ઉત્સુક છીએ. તે ગમે તેમ હોય, પણ કર્તાને ગુજરાતનું અભિમાન છે માટે જ તેઓ ગુજરાતને ઉચ્ચતાના માર્ગે જતો જોવા ઇચ્છે છે અને એ આશામાંથી તેમની વાર્તા પ્રગટે છે.

કર્તાને અમે તેમના સર્જનમાર્ગમાં આગળ વધતા અને વધારે ફતેહ મેળવતા જોવા ઉત્સુક છીએ.

મહા ૧૯૮૮.

# આકાશનાં પુષ્પો

લેખક અને પ્રકાશક: ગગનવિહારી લ. મહેતા. ૭ ક્લાર્ક સ્ટ્રીટ, બાલિગંજ, કલકત્તા. સોલ એજન્ટ—ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય; અમદાવાદ, કિંમત ૧-૮-૦

કૌમુદીની શરૂઆતમાં 'વહેલાં ઉઠવા વિષે' નો લેખ બહાર પડયો ત્યારથી શ્રીયુત ગગનવિહારીએ હાસ્યના લેખક તરીકે ધ્યાન ખેંચ્યું છે. આજે તેઓ નાના મોટા બાર લેખોનો સંગ્રહ આ પુસ્તકમાં પ્રગટ કરે છે.

પુસ્તકનાં નાનાં અંગોમાં પણ તેમની હાસ્યરેખા અંકિત થયેલી છે. "આકાશનાં પુષ્પો" એ નામને માટે તેમ જ પુસ્તક પોતાને પણ અર્પણ કરી શકાય એ શોધને માટે તેમને અભિનંદન ઘટે છે. સાહિત્યના વિશ્વમાં તેમણે વેદાન્તની પેઠે, પોતાની એટલે પોતાના નામના અર્થની શોધ કરી છે, જે આપણા સાહિત્યમાં અપૂર્વ છે, અને અદ્વિતીય રહેશે.

આ નિબંધોમાંથી થોડા અંગ્રેજી હાસ્યરસના લેખોમાંથી સૂચિત થયેલા છે એમ લેખક જણાવે છે. પણ આ બધા લેખો જોતાં લેખકનું સ્વતંત્ર વ્યક્તિત્વ સ્પષ્ટ દેખાઈ આવે છે. તેમના લેખોમાં કોઈ પણ શૈલીનું અનુકરણ નથી, જોકે અન્ય સફળ હાસ્યરસલેખકો તેમ જ બીજા સાહિત્યકારોના સંસ્કારો છે. તેમનો હાસ્ય માત્ર વાણીની વક્રતાનો નથી: મનુષ્યસ્વભાવનું અને વ્યવહારનું અવલોકન કરતાં તેમાં જણાયેલી વિષમતાનું નિરૂપણ પણ તેમાં આવે છે. તેમના હાસ્યમાં તિરસ્કાર કે અંગત આક્ષેપ નથી. તેમાં કોઈ પણ પ્રકારની સરસાઈનું અભિમાન નથી. ઉદ્દેશના હેતુથી તેમનો હાસ્યરસ ક્યાંય કંટાળો આપતો નથી. અને લેખકની રુચિ એટલી સંસ્કારી છે કે શૈલી કે વસ્તુ ક્યાંઈ જુગુપ્સાકારક નથી થતાં એમ કહેવું એ તો માત્ર એક અભાવાત્મક ગુણનિર્દેશ છે.

છતાં તેમનો હાસ્ય ખડખડ હસાવી શકે તેવો નથી. તેમનો હાસ્ય સમજવાને માટે થોડી બુદ્ધિની સૂક્ષ્મતા જોઈએ છે, અને

ગુજરાતના સામાન્ય વાચકવર્ગને કદાચ તે સમજતાં થોડી વાર લાગે. તે હાસ્ય, સમાજને અમુક ટીકાદૃષ્ટિથી જોવામાંથી નિષ્પન્ન થયો છે. કંઈક બુદ્ધિવાળાં અથવા સામાન્ય ધોરણથી ઊંચી ગણાતી બુદ્ધિવાળાં માણસોની જડતાની તેમાં ટીકા છે. દાખલા તરીકે એક 'એક અપૂર્વ નવલિકા' જાહેરખબર આપનારાઓની મશ્કરી છે. "કેટલાક આધ્યાત્મિક અનુભવો" માં પ્રેતાવાહન અને એવી અગમ્ય વાતો માનનારાની મશ્કરી છે. "અખિલ ભારતના ઈલ્કાબધારી-ઓની પરિષદ" "પરદેશ ગમનનાં દરદો" વગેરેમાં તે તે વર્ગોની મશ્કરી છે. આ બધામાં મશ્કરી અમુક વ્યક્તિઓની નથી, પણ તેમનાં લક્ષણો કે અપલક્ષણોની છે. બીજા શબ્દોમાં કહીએ તો વ્યક્તિની નથી પણ નમૂના (type)ની છે, જે ખરા હાસ્યનું લક્ષણ છે. પણ તે સાથે એ પણ નોંધાવા જેવું છે કે ઉપહાસનાં વિષયભૂત એ અપલક્ષણો સમાજના અમુક જ વર્ગનાં છે, વિશાળ જનતાનાં નથી. સ્થળસંકોચને લીધે અમે એકથી વધારે ઉતારા આપી શકતા નથી તેથી દિલગીર છીએ.

ધોળકાના મિ. નિપુણચંદ્ર બાર ઍટ લૉ 'બ્લ્યૂ સર્જ' ના સૂટમાં સજ્જ થયેલા મ્હોમાં પાઈપ અને પાસેની ટીપાઈ પર વ્હીસ્કીનો એક 'પેગ' મૂકીને બેઠા છે. "યુરોપની સંસ્કૃતિનો પ્રલયકાળ હવે પાસે આવી પહોંચ્યો છે." તેમણે મને કહ્યું. આ સાથે જ પાઈપમાંથી એક ઘનઘોર ધૂમાડો એમણે કાડયો. "યુરોપ જડવાદથી પૂર્ણ છે. By the way" એમણે કહ્યુ, "બોમ્બે ડાઈંગના શેરના ભાવ શા છે ?" મેં કહ્યું મને ખબર નથી. તેઓ કહે "કંઈ નહિ ! મારો એક Client શેર દલાલ છે એને પૂછી લઈશ. હા ! પણ સાચું કહું તો હિંદુસ્તાન માટે ગાંધીનો માર્ગ જ સારો, સાચો, સહેલો અને સીધો છે. બૉ...ય," એમણે બૂમ પાડી. "થોડો વધારે વ્હીસ્કી લાવ ! આ સરકારને ઉથલાવી પાડયા સિવાય કંઈ વળવાનું નથી. સાચે ! હું તમને કહેતાં ભૂલી ગયો. અહમદનગરના public prosecutor તરીકે મ્હેં અરજી કરી છે એ મ્હેં તમને કહ્યુ કે ? હમણાં તદ્દન ખાનગી રાખજો. હં ! પણ હું શું કહેતો હતો ? કે સરકારને ઉથ-લાવી પાડવા માટે અહિંસાત્મક અસહકાર જેવો ઉત્તમ માર્ગ બીજો કયાં છે ?

બીજે જ પાને આ ગાંધીના પ્રશંસક, બોયને મારે છે, અને તે ઉપર થોડી ચર્ચા થતાં છેવટે કહે છે: "એ તો અંગ્રેજો રહેવાના અને તમારી પર રાજ્ય કરવાના. ગાંધી ભલે અહિંસાની બૂમો પાડયા કરે!" દેશનું અને પરદેશનું કશું જ્ઞાન પચાવ્યા વિના માત્ર બંનેનાં અપલક્ષણો ભેગાં કરનારા, પામર વાસનાના દાસ અને વર્તનનો વિસંવાદ નહિ સમજનારા સુધરેલા ભણેલા વર્ગની અહીં મશ્કરી છે.

બધા લેખો સ્વૈરવિહારી* નિબંધના રૂપના જ છે, પણ તેમાં કેટલાંક ચિત્રો (ઉપરનું ઉદાહરણ એવું છે) નાટયમાં મૂકી શકાય તેવાં છે. આ શક્તિ કર્તામાં છે તો તેઓ તેનો પ્રયોગ કરી જુએ એવી અમારી નમ્ર સૂચના છે.

આપણા સાહિત્યમાં જે લેખકો અનેક પ્રકારના હાસ્યના પ્રયોગો અત્યારે કરે છે તેમાં શ્રી. ગગનવિહારીનું પોતાનું સ્વતંત્ર સ્થાન છે. તેઓ આવી બીજી કૃતિઓ પણ ગુજરાતને આપશે એવી આશા રાખીએ છીએ.

પુસ્તકના પ્રારંભમાં લેખકે હાસ્ય ઉપર લેખ મૂકયો છે તે રસમીમાંસાનો વિચારપ્રેરક નિબંધ છે તેની નોંધ લેવાથી વિશેષ કરી શકતા નથી.

ફાગણ ૧૯૮૮

## રૂપિયાનું ઝાડ

લેખક: સંજય. પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, પારસી આગયારી સામે, અમદાવાદ. કિંમત વાર્ષિક ફાળે ૦–૪–૦ ટપાલખર્ચ માફ; છૂટક ૦–૫–૦ ટપાલખર્ચ જુદું.

---

* આ શબ્દ વાપરવામાં કોઈ શૈલીનું અનુકરણ અભિપ્રેત નથી. નડિયાદની સાહિત્યપરિષદમાં શ્રી. આનંદશંકરભાઇએ પોતાના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં આ શબ્દને વિશાળ અર્થમાં આપ્યો છે, અને તે અર્થને માટે એવો બીજો શબ્દ નહિ જડવાથી એ વાપર્યો છે.

આ નાનું પુસ્તક તેના નામ જેટલું નવું અને આકર્ષક છે. લેખકે તેને એક કિસ્સો—અગિયાર દશ્યોમાં કહ્યો છે. હાલ વાસ્તવિકતાના વાતાવરણમાં આપણા સમાજને નિરૂપવાનાં જે નાટકો લખાય તેમાં આની ગણના થવી જોઈએ. નાટકની શૈલી પણ કેટલાક પાશ્ચાત્ય નાટ્યકારોના જેવી નવી છે. તેમાં નાટક પાત્રોની ઉક્તિઓ દ્વારા તખ્તા ઉપર ભજવાતું જાય છે, તે સાથે પાત્રોની ઉક્તિઓ વચ્ચે લેખક કેટલાંક વચનો નાંખતો જાય છે, અને આ વચનો નાટકના હાંસિયામાં એક ટીકાનું કામ કરે છે. આ શૈલી અપરિચિત હોવાથી બધા કદાચ તેનો રસ નહિ લઈ શકે, પણ એક જ દૃષ્ટિબિંદુએ સ્થિર રહ્યાં રહ્યાં નાટકના ફરતા કાર્યમાં એક સરખી વક્રતાથી કટાક્ષવચનો કર્યાં કરવામાં સાહિત્યનું એક જુદું જ સ્વરૂપ સિદ્ધ થાય છે એમાં ના પડાય તેમ નથી. નાટક ઉપર ઉપોદ્‌ઘાત લખી તેનો અર્થ સ્ફુટ કરવા કરતાં આ શૈલી વધારે પ્રત્યક્ષતાથી અર્થોદ્‌ઘાટન કરે છે. શૈલીની સફળતા અસાધારણ કુશળતા માગે છે કારણકે લેખકે અહીં ગંભીર બન્યા વિના પોતાની ગંભીર ટીકા આપવાની છે. જરા પણ લંબાણથી તે શૈલી તરત લૂલી થઈ જાય. આપણા લેખકે આ શૈલીનો સફળતાથી ઉપયોગ કર્યો છે.

આ નાટકનું વસ્તુ હમણાં હમણાંમાં મફત વીમા કંપનીનું ચાલેલું ધતિંગ છે. આ ધંધાએ ગામડાંની ભોળી પણ સાથે અજ્ઞાની અને લોભી પ્રજાને છેતરવાને કેવા દંભો કર્યા અને કેવા કેવા બહારથી પ્રતિષ્ઠિત દેખાતા માણસો તેમાં ભળ્યા છે તેનું આમાં ચિત્ર છે. લેખકે અનેક પાત્રોમાં આપણા સાહિત્યમાં ધ્યાન ખેંચે તેવું કુન્દનલાલનું, જુવાન તાજા વિચારનું કેવળ પ્રમાણિક અને પરગજુ મુશ્કેલીથી માત્ર હસનાર નવા જમાનાની આશારૂપ પાત્ર આપેલું છે. ભજવવાની દૃષ્ટિએ બહેરા વકીલ ત્રિપુરાશંકર અને કુન્દનલાલ ઘણું કૌશલ માગે છે.

આખું નાટક હાલની સામાજિક વ્યવસ્થા ઉપર એક ટીકારૂપ છે.

પ્રતિષ્ઠિત માણસો નુકસાન વિના ઠગાઈનો લાભ લઈ જાય છે, અને ગરીબ અને કંઈક કાચા ગુનેગારો પકડાય છે. સરકારની સાથે સહકાર કરવાથી પણ અનિષ્ટનું ખરું મૂળ છેદાતું નથી એ કુન્દનલાલનો છેવટનો અનુભવ છે. સમાજ થીંગડાંથી સુધરવાનો નથી, નવું જ કપડું જુદી જ રીતે વેતરવાની જરૂર છે એ આ નાટકનો નિષ્કર્ષ છે, અને તે રહસ્ય નાટ્યકારે છેવટે અધૂરી દેખાતી વાર્તાના લાંબા રણકારરૂપ સૂચનથી સમાજ ઉપર આંદોલન કરવા વહેતું મૂકી દીધું છે તે તેમની ઉપસંહારની વિશિષ્ટ કલા છે.

આ નાટક એક ચાલુ થોડો વખત ચાલેલા ધતિંગ ઉપર રચાયેલું છે, પણ તેનું રહસ્ય ચિરસ્થાયી છે. લેખક સમાજના વધારે સંકુલ અને વિશાળ પ્રશ્નો ઉપર પોતાની કલા અજમાવે એમ ઇચ્છીએ છીએ.

ફાગણ ૧૯૮૮

## મેનાં ગુજરી

આ એ જ લેખકનું નાનું નાટક પ્રથમ 'પ્રસ્થાન'માં પ્રાસદ્ધ થયેલું હતું તેમાંથી આ ઉધ્ધૃત કરેલું છે.

ગુજરીના પ્રસિદ્ધ પ્રાચીન ગરબાના વસ્તુનું આ નાટ્યવિધાન છે. ગરબાનું વસ્તુ અને નાટ્યવિધાન બન્ને, "રૂપિયાનું ઝાડ" ની પેઠે બે સમાન્તર પ્રવાહમાં ચાલે છે અને મૂળ ગરબો દશ્ય નાટ્યને અદશ્ય રહી, શ્રાવ્ય રહી પોષે છે. લેખકે નાટકને દશ્ય સૌન્દર્ય આપવા અને પ્રબલ ભાવનું વાહન બનાવવા સફળ પ્રયત્ન કર્યો છે. પ્રાચીન ગરબાના વસ્તુનો આ નાટકમાં આધુનિક દષ્ટિએ અર્થ થાય છે એ પણ કુશળ વાંચનારની નજર બહાર નહિ રહ્યું હોય.

ફાગણ. ૧૯૮૮

## બગભગત

લેખકઃ શ્રી ઈન્દુલાલ ક. યાજ્ઞિક પ્રકાશકઃ હિંદુસ્થાન ન્યુસપેપર્સ લીમીટેડ. કિંમત બે આના.

નવયુગમાં એકવાર પ્રસિદ્ધ થયેલું પ્રચાર માટે ફરી છાપેલું છે.

આ નાનું નાટક પણ સમાજના દંભો ઉઘાડા પાડવા માટે લખાયેલું છે. નફો વધારે મેળવવા માટે મિલમાલેક કાપડમાં વધારે ખેળ નાંખવાની યોજના કરે છે તેનો વિલાયતથી તાજો પાછો આવેલો નવો વીવિંગ માસ્તર રમેશ વિરોધ કરે છે, મજૂરોનું સંગઠન કરી હડતાલ પડાવે છે અને મિલ સામે અહિંસક યુદ્ધ આપે છે, તેનો આ નાટકમાં ચિતાર છે. મિલમેનેજરની દીકરી કાન્તા સાથે રમેશ પ્રેમમાં છે, એ નાટકનો ગૌણ પણ રસમય પ્રસંગ છે. મિલ સાથેના મુકાબલામાં રમેશ ઘાયલ થાય છે, માંદો થાય છે અને છેવટે મજૂરોને જ પોતાનું જીવન અર્પણ કરવા સારા પગારની નોકરી છોડી દે છે. નાટકને અંતે કાન્તા–રમેશનાં લગ્ન થવાને બદલે રમેશ કાન્તાને વધારે ભણી પછી લગ્ન માટે સ્વતંત્ર પસંદગી કરવાની છૂટ આપે છે એ અંત પણ સુંદર છે.

ફાગણ ૧૯૮૮

# તિલોત્તમા

લેખક અંબાલાલ પુરાણી. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય—ગાંધીરોડ, અમદાવાદ. છ આના.

આ નાની વાર્તા એટલી રસિક રીતે લખી છે કે તેના રહસ્યમાં ઊંડા ઊતરવાની ઇચ્છા થાય. વાર્તાનું મૂળ વસ્તુ પુરાણોમાંથી લીધેલું છે. સુંદ અને ઉપસુંદ નામના બે રાક્ષસ ભાઈઓએ તપ કરીને બ્રહ્મા પાસેથી અમર થવાનું વરદાન મેળવ્યું; પણ એ વરદાન એવું હતું કે તેઓ એકબીજાને મારે નહિ ત્યાંસુધી અમર રહે. મૃત્યુનો ભય ખસતાં આ બે રાક્ષસોએ જગત ઉપર સત્તા સ્થાપી જુલમ કરવા માંડયો. ઇન્દ્રે જગતને બચાવવા તિલોત્તમા નામની અપ્સરા ઉત્પન્ન કરી. તેનાથી મોહાતાં સુંદ–ઉપસુંદને અંદર અંદર ઈર્ષ્યા થઈ અને એક બીજા લડીને નાશ પામ્યા. પુરાણમાંથી અર્થ કાઢવો હોય તો એવો નીકળે કે મૃત્યુનો ભય મટતાં માણસ ખરાબ

પણ થાય, અનિષ્ટ મનોવૃત્તિમાં પોતામાં જ આત્મવિનાશનું ઊંડું બીજ રહેલું છે, વિષયવાસનામાં માણસ પોતાનું નિત્યનું હિત પણ ભૂલી જાય છે.

વાર્તાનું આ મૂળ ખોખું લઈ શ્રીયુત પુરાણીએ તેમાં નવો જ અર્થ મૂક્યો છે. સુંદ અને ઉપસુંદને ઉપયોગવાદના અને બળના હિમાયતીઓ તરીકે નિરૂપ્યા છે. તેઓ આખી દુનિયાને વશ કરે છે અને વિજ્ઞાન અને પોતાના શારીરિક બળથી, બાહ્ય સુખથી પર કોઈ વસ્તુની સાધનાને માટે જરા પણ અવકાશ રહેવા દેતા નથી. પણ જગતનો સંકેત તેથી જૂઠો પડતો નથી. જગતના સંકેતમાં સૌન્દર્ય અને કલાને સ્થાન છે. તેનાં પૂજારી વ્યોમવિહારી અને તિલોત્તમા ઓચિંતાં ભેગાં થઈ જાય છે અને છેવટે સુંદ અને ઉપસુંદ પરસ્પર લડીને નાશ પામે છે.

કાંઈ પણ અર્થવિના અથવા કોઇ જુદા જ અર્થને વ્યક્ત કરવા લખાયેલી પુરાણવાર્તામાંથી આધુનિક માન્યતાનો અર્થ વ્યક્ત કરવો એ કવિના અધિકારની વાત છે; પણ સાથે સાથે કહેવું જોઇએ, કે તે ઘણું દુર્ઘટ છે અને અહીં નવો અર્થ આ તિલોત્તમાની વાર્તામાંથી સુરેખ રીતે પ્રતીત થઇ શક્યો નથી. પ્રથમ તો એ કે આ વાર્તામાં સૌન્દર્ય કે કલાની ઉપાસનાનો કેવળ ઉપયોગવાદ ઉપર વિજય થયો છે એવું નિષ્પન્ન થતું નથી. તિલોત્તમા હરાવે છે તે કલાથી નહિ પણ પોતાના સ્થૂલ શરીરની મોહનીથી. સુંદ–ઉપસુંદ હારે છે તેમાં ઉપયોગવાદ હારે છે એમ ન કહી શકાય. ઉપયોગવાદ ક્ષણિક કામ-વાસનામાં ભુલાઈ જવાય છે તેથી સુંદ–ઉપસુંદ હારે છે એમ જ કહેવું જોઈએ. તેથી ઉપયોગવાદની નિર્બળતા સિદ્ધ નથી થતી, તેમ તેમાં કલોપાસનાનો વિજય પણ નથી થતો. સુંદ–ઉપસુંદ જો કામને વશ થયા વિના ઉપયોગવાદને વળગી રહ્યા હોત તો આ સૌન્દર્યપૂજારીઓ તેની સામે તેમના જેવું જ બળ ઉત્પન્ન કર્યા વિના માત્ર કલાપૂજાથી કેવી રીતે વિજય મેળવત તે સ્ફુટ થતું નથી. એટલે નવી વાર્તામાં પણ નવા સત્યને બદલે જૂનું સત્ય જ પ્રત્યક્ષ થાય છે કે કામવાસના

આત્મઘાતક છે. એમ પણ કહી શકાય કે કોઈ પણ મહાન ધ્યેય વિનાનું માત્ર અભિમાનપોષક બલ એકલું ટકી શકતું નથી, કામવાસના કે એવા બીજા ગમે તેવા પ્રલોભન આગળ નાશ પામે છે. પણ એ સત્ય તો જૂની વાર્તાનું છે.

આની મુશ્કેલી તે વિષયમાં જ ઊંડી રહેલી છે. આપણી આંતરવૃત્તિ કહે છે કે ઊંચી નીતિવાળાઓ અને કલારસજ્ઞો ઉપર કેવળ અધિક બળવાનોનો વિજય થવો ન જોઇએ, છતાં જગતમાં નીતિ અને રસજ્ઞતા પાછળ રહી જાય છે, અને કેવળ બળ જીતી જાય છે એમ દેખાય છે. તેનો ખુલાસો હજી આપણે કરી શક્યા નથી. અને તેથી આ વાર્તામાં પણ કલાભક્તિ સ્વયં જીતી શકતી બતાવાઈ શકી નથી.

આ લાંબી ચર્ચા કરતાં બહુ જગા રોકાઈ ગઇ અને તેથી પુસ્તકના સારા અંશો પૂરા બતાવી શકતા નથી તેને માટે દિલગીર છીએ. પુસ્તકની ભાષા ગૌરવયુક્ત હોવા સાથે તાજગીવાળી છે, કેટલાંક વર્ણનો સુંદર કવિત્વમય ગદ્યના નમૂના છે, કલા વિશેની ચર્ચા માર્મિક છે, સુંદ–ઉપસુંદમાં આધુનિક ઉપયોગવાદ ઘણા કૌશલથી બતાવ્યો છે, અને છેવટે તેમનું તિલોત્તમાથી મોહાવાનું વર્ણન પણ તાદૃશ છે. આખા પુસ્તકની ભાષા વસ્તુને અનુકૂળ છે અને શૈલીમાં, શિષ્ટ સાહિત્યની પ્રૌઢિ છતાં અને વાર્તામાં કાર્ય કરતાં વર્ણન અને ચર્ચા વિશેષ હોવા છતાં, શૈલી વેગવાળી છે.

નવા રહસ્યથી લખાતી પુરાણવાર્તામાં આ વાર્તાને અગત્યનું સ્થાન છે.

ભાદ્રપદ ૧૯૮૮

•

## જયંત

લેખક : રમણલાલ વસન્તલાલ દેસાઈ એમ. એ. પ્રકાશક: મૂળશંકર સોમનાથ ભટ્ટ, નંદભુવન, રાવપુરા વડોદરા. રૂ. ૨-૦-૦

લેખકની આ પહેલી નવલકથા છે અને તે પ્રથમ ૧૯૨૫ માં બહાર પડેલી. તે પછી તો આ લેખક લાંબી વાર્તાના લેખક તરીકે સારા પ્રસિદ્ધ થયા છે, અને તેમની વાર્તાઓ લોકપ્રિય થઈ છે. આ પહેલી જ નવલકથામાં પણ તેઓ પોતાની વિશેષ શક્તિ બતાવી શકયા છે. સુકુમાર અને સમાજને આરોગ્યાવહ પ્રેમ જે તેમની બીજી વાર્તાઓને એટલી મોહક બનાવે છે તે આમાં પણ છે. આ વાર્તા વાંચતાં સ્વાભાવિક રીતે તેમની વધારે લોકપ્રિય થયેલી 'દિવ્યચક્ષુ' યાદ આવે છે. બન્નેના નાયકો લગભગ સરખા સ્વભાવના છે, બન્ને નાયકોને એક નવી ઢબના આશ્રમના વ્યવસ્થાપક સાથે મૈત્રી છે, બન્ને વ્યવસ્થાપકોને જુવાન વયમાં થઈ ગયેલી એક ભૂલનું પ્રાયશ્ચિત્ત અહર્નિશ સંતાપે છે, બન્નેમાં નાયક જીવને જોખમે બીજાને બચાવે છે, બન્નેમાં જેલના બારણા સુધી જઈ આવે છે, બન્નેમાં નાયકને બે યુવતીઓ એક સાથે ચાહે છે અને તેમાંની એક ઉદારતાથી પોતાની પરણુવાની ઇચ્છાનો બીજી માટે ભોગ આપે છે, બન્ને કથાઓમાં અંતે નાયકનું લગ્ન થાય છે. અલબત તફાવત છે; પણ, (આ સરખામણી સમયદષ્ટિએ ઊલટી લાગશે, પણ, રસદૃષ્ટિએ ઊલટી નથી.) તે તફાવતમાં અને બીજી રીતે પણ લેખકની શરૂઆતની કૃતિની કચાશ દેખાઈ આવે છે. પ્રો. જ્વાલાપ્રસાદનું પાત્ર નવું છે, પણ તે જીવનના કયા ઉદ્દેશ માટે સ્ત્રીઓને ફસાવતો હતો અને સ્ત્રીઓને ફસાવવાથી તે ઉદ્દેશ કેવી રીતે સિદ્ધ થતો હતો તે છેવટ સુધી અજ્ઞાત રહે છે. દક્ષા પોતાની બહેનને મારવા સુધી તૈયાર થાય એ અને જ્વાલાપ્રસાદ જેવો માણુસ છેવટે આશ્રમમાં જોડાય અને તેને સ્વીકારે એ અસંભવિત લાગે છે; પણ આ સરખામણીનો વિસ્તાર કર-

વાની જરૂર નથી. શ્રીયુત રમણલાલ, સારા લેખકો હોય છે તેમ, સારા વિવેચક પણ છે અને તેમણે પોતે બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં કહ્યું છે કે "વાતાવરણ અને વસ્તુનું મળતાપણું એ મારી મોટામાં મોટી મર્યાદા છે અને કલાને ટૂંકજીવી બનાવનાર એ અંશો છે." એ ખરું છે, છતાં અમે શ્રીયુત રમણલાલને ખાતરી આપવા માગીએ છીએ, કે ગમે તેટલું મળતું હોવા છતાં એ વાતાવરણ નિર્દોષ અને જીવન્ત પ્રેમથી એટલું સુગન્ધિત છે કે તેમાં નીરાંતે બેસી બે ઘડી શ્વાસ લેવાનું સૌ પસંદ કરે.

ભાદ્રપદ ૧૯૮૮

## વીતક વાતો

લખનાર મટુભાઈ હ. કાંટાવાળા. પ્રકાશકઃ પુંજાલાલ ભગવાન પારેખ, વઢવાણ સીટી, અઢી રૂપિયા.

આ પુસ્તકમાં બે ખંડમાં મળીને ૨૪ વાતો આવે છે. પહેલા ખંડમાં વાર્તાઓ છે, બીજામાં કાલ્પનિક રેખાચિત્રો છે. વાર્તાઓમાં પણ 'ઊંધિયા પાર્ટી' અને 'ગરબા પાર્ટી' કેવળ ચર્ચાઓ અથવા ઉપદેશ છે. બધી વાર્તાઓમાં કર્તાનું એકસરખું કર્તૃત્વ દેખાય છે. હાલના વાર્તાલેખકોમાં શ્રીયુત મટુભાઈની વાર્તાઓ એકસરખી ડહાપણવાળી, દાવકાઈવાળી છે. તે ડહાપણ વહેવારુ બુદ્ધિ અને સામાન્ય નીતિનો આ જગતમાં સર્વત્ર વિજય બતાવે છે. કેટલીક વાતોમાં અને વિશેષે કરીને બીજા ખંડમાં શ્રીયુત મટુભાઈના સંસારસુધારાનું દૃષ્ટિબિન્દુ પણ સ્પષ્ટ થાય છે. તેમની વાર્તામાં ચાલુ જમાનાની પરિસ્થિતિ આવે છે; પણ ચાલુ જમાનામાં જે એક નવીન માનસ દેખાય છે તેનું નિરૂપણ નથી આવતું. તેમ જ માનવસ્વભાવના કોઈ હજી અપ્રકાશિત રહેલા ભાવો તેમાં પ્રકાશતા નથી. વાર્તાકલામાં પણ કોઈ નવીન વાર્તાપ્રકાર માટે તેમણે પ્રયત્ન કર્યો નથી. તેઓ પોતે સામાન્ય સમજુપણું, વ્યવહારદક્ષતા વગેરે ઉપર શ્રદ્ધા રાખે છે અને એ જ ગુણોને જરા પણ દંભ વિના, અને કૃત્રિમ રીતે કશું અલૌકિક બતા-

વવાની ઇચ્છા વિના, પોતાની વાતો કહે છે. બધી વાતો શુદ્ધ ગુજરાતની છે. સાદાઈ નિર્દંભતા ઋજુતા એ એના ગુણો છે. અને વાંચનારને તે આકર્ષશે એમ માનીએ છીએ.

ભાદ્રપદ ૧૯૮૮

## ચિતાના અંગારા—ભા. ૨: આપણા ઊંબરમાં: ગરીબની દુનિયા

પહેલી બેના લેખકઃ ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ રામુ પરમાનંદ ઠક્કર. સ્વાધીન મુદ્રણાલય રાણપુર. મૂલ્ય દરેકના ચાર આના. ગરીબની દુનિયાઃ સર્જક જયંત ટાંક. પ્રકાશકઃ જયંત વિશ્રામ ટાંક. કિરીટ પ્રકાશન મંદિર કાઠિયાવાડ વાડીપુરા, રાજકોટ. મૂલ્ય ચાર આના. વિદ્યાર્થીજીવન દરમિયાન લખેલ છ નવલિકાનો સંગ્રહ.

આ અને આ જાતની વાર્તાઓ આપણા સાહિત્યમાં પ્રવૃત્ત થયેલાં નવાં બળોનાં પરિણામો ગણવાં જોઇએ. મહાત્માજીએ આપણા દેશની ગરીબ અજ્ઞાન રંજાડાયેલી અને દુ:ખી પ્રજા તરફ ધ્યાન ખેંચ્યું. ગામડાં આ પહેલાં પણ સાહિત્યમાં આવી શકતાં, પણ તે શહેરોથી જુદા જ પ્રકારની ગામડાંની કુદરતી સુંદરતા માટે, અને ગામડાંના લોકોની—અલબત અવાસ્તવિક, માત્ર કવિઓએ કલ્પેલી—નિર્દોષતા માટે. હવે સાહિત્યમાં ગામડાં આવે છે તો તે ત્યાંની વાસ્તવિક સ્થિતિ દર્શાવવા માટે—ખાસ કરીને લોકોની અત્યંત ગરીબ અને દુ:ખી સ્થિતિ બતાવવા માટે. એ સ્થિતિ પણ માત્ર કરુણના નિરૂપણ માટે નથી બતાવાતી પણ તેની નીચે સમાજના અન્યાયનું સ્પષ્ટ સૂચન હોય છે. આ વાર્તાઓ આ પ્રકારની છે. શ્રીયુત મેઘાણી કહે છે તેમ, તે વાર્તા કરતાં સમાજનાં ચિત્રો વિશેષે કરીને છે. તેમની વાર્તામાં કોઈક જગાએ ગામડાંનાં દુ:ખીઓ તરફના સમભાવમાં ભણેલાને અન્યાય થયો છે. જેમકે "રેલગાડીના ડબામાં" બેઠેલા પુસ્તકપ્રેમીને સામાન્ય કરતાં વધારે અજ્ઞાનવાળો, ઘૃણાવાળો

અને નિષ્ઠુર ચીતર્યો છે. પણ એકંદર ચિત્રો સાચાં છે. શ્રીયુત મેઘાણીનાં વર્ણનો ઝીણવટવાળાં અને તાદૃશ છે. ગરીબ અભણ વર્ગની વાતચીત પણ તેમણે તેમની જ બોલીમાં બરાબર આપી છે. અને એ પણ કહેવું જોઈએ કે જે જે વસ્તુ ઉપર તેમણે પ્રહાર કર્યો છે, તે ખરેખર જ અનિષ્ટ છે અને હવે આપણા સમાજમાંથી જવી જોઈએ. તેઓ પોતાની સ્વતંત્ર કૃતિ સાથે અનુવાદ ન મૂકે તો સારૂં. એ અનુવાદો સારા છે પણ તે બધા એકત્ર કરી જુદા પ્રગટ કરવા એ જ ઉચિત છે.

ચિતાના અંગારાના પૂંઠા ઉપરનું ચિત્ર સૂચક છે. આપણા ઉંબરમાંના પૂંઠા ઉપરનું ચિત્ર અમને ઘણું સુંદર અને સજીવ લાગ્યું છે. શ્રીયુત મેઘાણી સામાન્ય વર્ગોનાં દુઃખો જણાવે તે સાથે આ ચિત્રમાં બતાવેલ ઉત્સાહ પ્રેમ સહચાર વગેરે પણ ચીતરે એમ ઇચ્છીએ છીએ.

પણ કલાએ અજમાયશમાં લીધેલ નવા પ્રદેશમાં નવાં ભયસ્થાનો છે. દરેક પૂર્વગ્રહ કલાને હાનિકારક છે. તે પ્રમાણે ગામડામાં તો આમ જ હોય, ગરીબોનાં દુઃખો બતાવવાથી વાર્તા રસિક થાય જ, ગરીબોનાં બધાં દુઃખોને માટે સાચી જવાબદારી મૂડીદારોની જ છે, ગરીબો નીતિ, રસિકતા વગેરે સર્વ ગુણોમાં ઉન્નત છે એવા ગ્રહો કલાને હાનિકર્તા છે. ગામડામાં આપણે જે સૌન્દર્ય જોઇએ છીએ તે દરેક ગ્રામવાસી અનુભવતો હોય છે, એ પણ ખોટું છે. અને આ ભયસ્થાનોની, વાર્તાલેખનના પ્રારંભકે વધારે સંભાળ રાખવાની છે.

ભાદ્રપદ ૧૯૮૮.

## ભૂતકાળના પડછાયા

લેખક ગુણવંત આચાર્ય. પ્રકાશક ઉપર પ્રમાણે.

અમે આ વાર્તાના નાના સંગ્રહને આવકાર આપીએ છીએ. છેલ્લાં થોડાં વરસથી આપણા લોકસાહિત્યનો સંગ્રહ થવા માંડ્યો છે અને એ કામ ઘણા જ રસથી શ્રીયુત મેઘાણી કરે છે. એ સાહિત્ય

એક તરફથી સંશોધનની દૃષ્ટિએ કિંમતી છે, તેમ બીજી તરફથી તે જૂના ઇતિહાસમાંથી પ્રેરણા મેળવી જૂના સમયની વાર્તા માટે અમૂલ્ય સામગ્રી પૂરી પાડે છે. શ્રીયુત આચાર્યે એ સાહિત્ય અને જૂના ઇતિહાસમાંથી પ્રેરણા મેળવી જના ઇતિહાસને વાર્તામાં સજીવન કરવાનો પ્રયત્ન કર્યો છે તેને માટે તેમને અભિનંદન ઘટે છે.

વાર્તામાં વર્ણનથી અને ભાષાથી તેઓ અતિહાસિક વાતાવરણ ઉત્પન્ન કરવામાં સફળ થયા છે. તેમનાં શૌર્ય અને મનોવેગનાં નિરૂપણો ઘણેભાગે ઇતિહાસને સંવાદી છે, જોકે કયાંક કયાંક સ્વભાવ-નિરૂપણમાં વર્તમાન મનોદશાના અંશો આવી જાય છે. વાર્તાઓની ભોંય અને પાત્રો ઘણાંખરાં ઐતિહાસિક છે ત્યારે શ્રીયુત મેઘાણીએ વાર્તામાં ખરા બનાવો કેટલા તે પ્રસ્તાવનામાં કહ્યું હોત તો તેમની વાર્તાશકિત સમજવામાં વિશેષ મદદ થાત.

ભાદ્રપદ ૧૯૮૮

## જીવનમાંથી જડેલી : ખંડ ૧–૨ સાથે

લેખક: સૌ. લીલાવતી મુનશી. પ્રકાશક: જીવનલાલ અમરશી મહેતા. અમદાવાદ કિં. રૂ. ૨–૮–૦

બન્ને ખંડમાં થઇને સત્તર વાર્તા છે. તેમાંની પહેલી "પૈસા છે ?" એ વાર્તા "કોઇ અંગ્રેજી વાર્તાનું સ્મરણ રહી ગયેલું તેના પરથી લખાઈ છે." બાકીની વાર્તાઓ સ્વતંત્ર છે અને તે 'ગુજરાત' માસિકમાં છપાઈ છે. છેલ્લી વાર્તા "જીર્ણ મંદિર ને યાત્રાળુ" શ્રીમતી લીલાવતી અને શ્રી મુનશી બન્નેએ સાથે રહી લખી છે.

આ વાર્તામાં મુખ્યત્વે વર્તમાન ગુજરાતની સ્ત્રીઓનાં ચિત્રો છે અને વર્તમાન ગુજરાતની સ્ત્રીઓના પ્રશ્નો છે. માત્ર "એ બહેનોની કથા" અને "જીવનની સંધ્યાએ કૃષ્ણ" એ પ્રાચીન વસ્તુ ઉપરથી રચેલી છે. ઘણીખરી વાર્તાઓ શોકાન્ત કે છેવટ શોકમય છે.

લગભગ બધી જ વાર્તાઓનું કાર્યક્ષેત્ર મોટાં શહેરો જ છે. પહેલી વાર્તા "પૈસા છે ?" નું સ્થળ ખેડબ્રહ્મા જેવું નાનું ગામ છે

પણ ત્યાં વાતાવરણ અને પાત્રો શહેરનાં જ છે. "જશોદાનો જીવન વિકાસ" અને "નિર્જનતા" માં પાત્રો મૂળ ગામડાનાં છે એ ખરુ પણ તે ગામડું છોડી શહેરમાં પોતાનું કામ કરે છે. નહિતર પણ વાર્તાઓનું વાતાવરણ સ્પષ્ટ બતાવે છે કે લેખકને ગામ કરતા શહેરનો પરિચય વધારે છે. તે સાથે એ પણ કહેવું જોઈએ સ્વભાવ અને બનાવોના વૈવિધ્ય માટે શહેર વધારે અનુકૂળ છે.

"પૈસા છે?" અને "ઉપકાર" એ વાર્તાઓનાં મુખ્ય પાત્રો માનસ વિલક્ષણ ગણાય. "પૈસા છે?" માં મધુ એક જ વા માધવીને મળીને તેને પરણવાનું શકય માની લે, અને એ શકયતાને લીધે પગે પડેલી ચન્દ્રાને તરછોડે એ શકય લાગતું નથી. તેવી જ રીતે "ઉપકાર" માં જનમેજય ને યદુનંદન બન્નેનાં માનસો અને વિશેષ કરીને યદુનંદનનું માનસ આત્મઘાત સુધી સ્વાભાવિક રીતે પહોંચતું જણાતું નથી "સ્નેહનું બન્ધન" માં સાધુરામ છેવટ જતો રહે છે તે પણ સ્વાભાવિક લાગતું નથી. "આત્મભોગની કિંમત" માં વિશાળાને ભોળવવાની રીત જરા કૃત્રિમ અને પાર દર્શક, જણાઇ આવે એવી છે, છતાં વિશાળા ભોળવાય છે તે નવાઈ લાગે છે. "સત્યાગ્રહ" માં વાર્તાનો વળાક આકર્ષક છે, પણ સુંજનભાઇ અસહકારમાં જોડાયા એ માત્ર એક નવા રમકડાનું આકર્ષણ હતું, એવો નિર્ણય એ પાત્રને માટે વધારે પડતો સખ્ત અને અન્યાયી લાગે છે.

લેખકની વર્ણનશક્તિ સારી છે. સામાજિક અન્યાયના પ્રસંગે તેમની લાગણી તીવ્ર થાય છે અને તે મર્મભેદક કરુણ કે હાસ્ય કે કટાક્ષમાં સારી રીતે પ્રકટ થાય છે. વાર્તાના પ્રસંગોમાં સારી વિવિધતા છે. વાંચનાર વર્ગ તરફથી આ સંગ્રહને આવકાર મળશે એમ અમે આશા રાખીએ છીએ.

આષાઢ ૧૯૮૯

## તણખા મંડળ ત્રીજું : અવશેષ : પ્રદીપ

કર્તાઃ ધૂમકેતુ. મળવાનું ઠેકાણુંઃ ગૂજરાત સાહિત્ય મંદિરઃ રીચી-રોડઃ અમદાવાદ. કિંમત અનુક્રમે દોઢ–સવા–દોઢ.

તણખા મંડળ ત્રીજું આગલાં મંડળોના અનુસંધાનમાં છે. અવશેષમાં બીજામાં આપવી રહી ગયેલી, અને શરૂઆતમાં લખેલી, કદાચ કંઈ સુધારો માગે એવી વાર્તાઓ છે. પ્રદીપમાં કર્તાની સાધારણ કરતાં કંઈક લાંબી વાર્તા અને ટૂંકામાં ટૂંકાં પ્રસંગચિત્રો અને રેખાચિત્રો આપેલાં છે.

શ્રીયુત ધૂમકેતુ આપણા લેખકોમાં વાર્તાસાહિત્યમાં સારો ફાળો આપતા રહે છે. તેમની વાર્તાઓ એટલી નિયમિત પ્રકટતી રહે છે કે તેમના મનનાં વલણો તેમની શક્તિ અને મર્યાદા હવે આપણે સ્પષ્ટ રીતે જાણી શકીએ.

તેમની બધી વાર્તાઓમાંથી સૌથી આગળ પડતું લક્ષણ તે તેમનો ગામડાંની જિંદગીનો પરિચય અને તે માટેનું તેમનું આકર્ષણ છે. ગામડાની નિર્દોષતા, તેની સરલતા, તેની સુઘડતા, તેની જીવન સાથે વણાઈ ગયેલી કલા તે સર્વ માટેનો તેમનો પક્ષપાત સ્પષ્ટ જણાઈ આવે છે. તેમ છતાં તેઓ ગામડાંના દુર્ગુણો તરફ દુર્લક્ષ કરતા નથી. તણખાની 'સર્વનાશ' અને 'અનાદિ અનંત' પ્રદીપની 'નવાં ખંડેર' વાતોમાં ગામડાંમાં પણ કેવાં પાપો થાય છે તેનો ચિતાર છે.

આની સાથે કર્તાને કંઈક નવા જમાના તરફ તિરસ્કાર પણ છે. તેઓ એમ માનતા જણાય છે કે પશ્ચિમની અસરથી આપણે ત્યાં જે કાંઈ નવું થયું તે સર્વ અનિષ્ટ જ છે. શહેરના માણસો ગામડાંનાં માણસોને છેતરે છે, તેમને ચૂસે છે. શહેરના પુરુષો ગામડાંની સ્ત્રીઓને, અને ગરીબ સ્ત્રીઓને બગાડે જ છે વગેરે. આ હકીકત અમે તથ્યની દૃષ્ટિએ આખું સત્ય નથી માનતા, અને માનસશાસ્ત્રની દૃષ્ટિએ શહેર ગામડા વચ્ચે નૈતિક ફરક બહુ મોટો હોય એમ માન-

વાને કશું કારણ નથી, ઊલટું કેટલીક બાબતોમાં શહેરને નવા વિચારો જાણવાનાં અને એ રીતે પ્રગતિ કરવાનાં જે સાધનો છે તે ગામડાને નથી અને ગામડા કરતાં શહેર કેટલીક બાબતોમાં ઊંચું છે.

કર્તાની ભાવ નિષ્પન્ન કરવાની રીતિ વિચારવા યોગ્ય છે. એ રીતિ બરાબર બતાવવા માટે અમે નીચે માત્ર તણખામાંથી તેનાં ઉદાહરણો આપીએ છીએ. 'પ્રતાપ મહેલ'ની વાર્તામાં મોતી "રંગુજી! બેટા! દાદાજી બોલાવે" એ વાક્ય વારંવાર બોલે છે. તે એક જ લાગણીના આવેશમાં ગાંડી થઈ ગઈ છે અને આ વાક્ય બોલ્યા કરે છે. પણ બીજી વાતોમાં પણ લાગણી બતાવવા કર્તા એ ને એ જ યુક્તિ કરે છે. દાખલા તરીકે 'કેસરી દળના નાયક'માં માજીસ્ટ્રેટ વારંવાર "અજવાળું આવવા દો" એમ કહ્યા કરે છે. એ જ રીતે કેટલાંક પાત્રોને અમુક વસ્તુઓની લત લાગે છે. 'એની કથા'ના નાયકને લાલ કરેણની લત લાગી છે, 'જીવનપરાગ'ના નાયકને માણેકચોકની લત લાગી છે, 'અદશ્ય સત્તા'ની વાર્તાના નાયકને 'ફોટુ' પડાવવાનો મોહ થયો છે. 'પહેલેથી છેલ્લે સુધી' માં નાયક ખુશાલને વસ્તુસંગ્રહની લત લાગી છે. આ રીતે તેમનાં ઘણાંખરાં પાત્રો જાણે વસ્તુથી ગૃહીત ( obsessed ) થયેલાં લાગે છે. હવે એ ખરું છે કે સમાજમાં માણસ કોઈ વાર આવી રીતે ગૃહીત થાય છે, પણ સાથે સમજવું જોઈએ કે આ કંઈક ઘેલછાને મળતું મનનું વલણ છે અને તે મનની દુરસ્તી દાખવતું નથી. તેમાં પણ એ, સાહિત્યમાં લાગણી બતાવવાની પદ્ધતિ બની જાય ત્યારે, વધારે વાંધાભરેલી બને છે. તેનાથી કલામાં એકવિધતા અને કંઈક અંશે કૃત્રિમતા આવે છે. લાગણીના વળગાડમાં બુદ્ધિનું સ્વતંત્ર સ્ફુરણ અશકય બને છે.

કર્તાનું ખરું આકર્ષક અંગ તેમનાં વર્ણનોની સુંદરતા, તેમની ભાષાની વિશદતા, તેમના ગદ્યનો સંવાદ, તેમનો હિંદના અનેક પ્રાન્તોનો પરિચય, સમાજના અનેક થરો અને તેમાં ખાસ કરીને ગરીબ સ્થિતિના થરો સાથેનો સમભાવ એ છે. ગદ્યની અનેક રચનાઓના

તેઓ અખતરા પણ કરે છે. કુદરતનાં વિવિધ અંગોનું સૌન્દર્ય તેમણે પારખ્યું છે અને અનુભવ્યું છે. આપણા સમાજનો ગરીબ કચરાયેલો વર્ગ કઈ વસ્તુઓમાં રાચે છે, શા વિચારો કરે છે, અને કેવી લાગણીઓ અનુભવે છે તે તેઓ ચીતરે છે; પણ તે સાથે આ વાર્તાના વાચકોને એટલી ચેતવણી આપવી જોઈએ કે આવી વાર્તાઓ વાંચીને ગરીબ લોકો તરફ માત્ર મૃદુ લાગણીઓ કેળવવામાં જીવનનું સાર્થક્ય નથી. જેમ ખરચાળુપણું એ એક વિલાસ છે, જેમ બુદ્ધિવિલાસ એ પણ એક વ્યસન થઈ જાય, તેમ લાગણીવિલાસ પણ એક ભોગવિલાસની વસ્તુ બની જાય છે; અને એવા માણસો સમાજને અને પોતાને વધારે છેતરે છે, કારણકે લાગણીને આચાર તરફ જતી અટકાવી તેના કલ્પનામય અનુભવમાં રાચીને તેઓ અટકી જાય છે, બહારથી લાગણી બતાવી એક પ્રકારનું કૃત્રિમ જીવન ગાળે છે. આપણા કાર્યમંદ દેશમાં આટલું કહેવાની અમે અત્રે તક લઇએ છીએ.

અષાડ ૧૯૮૯

## સ્નેહયજ્ઞ : દિવ્યચક્ષુ : કોકિલા : પૂર્ણિમા

કર્તા: રમણલાલ વસન્તલાલ દેસાઈ; પ્રકાશક: પહેલાં ત્રણના મૂળશંકર સોમનાથ ભટ્ટ : નંદભુવન રાવપુરા, વડોદરા; અને છેલ્લાના શંભુલાલ જગશી શાહ, ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય. કિંમત દરેકની રૂા. ૨—૮—૦

આ ચારેય પુસ્તકની બીજી આવૃત્તિ થઈ છે તે માટે કર્તા અને પ્રકાશકોને અભિનંદન ઘટે છે. આ પૈકી પહેલાં બેનું અવલોકન પહેલાં 'પ્રસ્થાન' માં આવી ગયું છે.§ એટલે તે વિશે ફરી કહેવાનું કશું રહેતું નથી. છેલ્લાં બે વિશે અહીં ટૂંકામાં થોડું કહીશું.

કોકિલામાં પણ તે આગળની આ કર્તાની વાર્તા વિકસાવવાની રીતિ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. સાચા મિત્રો, સાચા સ્નેહવાળાં દંપતી, લોભી લાલચુ નીચ લંપટ એવાં પાત્રો, દાવકાં ડાહ્યાં હોશ-

§ જુઓ ગત પૃષ્ઠ ૨૯૩ અને ૨૯૫.

ચાર ગર્વિષ્ઠ પાત્રો, અને ઉદારતામાં ઘણી ઊંચી કક્ષાએ જઈ શકે એવાં પાત્રોથી આ વાર્તા ગૂંથાઈ છે. તેમની દરેક વાર્તામાં જેવાં સાહસ, બહાદુરીથી રક્ષણ, આગ, મારામારી આવે છે તેવું આમાં પણ આવે છે. એક જ માનસનાં જણાતાં પ્રેમી તેમની વાર્તામાં આવે છે, છતાં તેમના પ્રેમનું નિરૂપણ જે હમેશ તાજગીભર્યું, પવિત્રતાભર્યું અને આખા વાતાવરણને સુગન્ધમય કરી મૂકે તેવું હોય છે તે આમાં પણ છે. આમાં કોઈ વિશેષ પાત્ર હોય તો જુગલકિશોર અથવા નાથબાવા છે. તેનાથી આ વાર્તામાં બીજી વાર્તાઓ સાથે સરખાવતાં સારું વૈચિત્ર્ય, કુતૂહલ અને અદ્‌ભુતતા અનુભવાય છે પણ તે સાથે એ પાત્રનું માનસ અત્યંત વિલક્ષણ ઘડાઈ ગયું છે, અને કેટલાક પ્રસંગો જરા અસંભવિત લાગે તેવા બને છે. સ્નેહયજ્ઞ કરતાં આના કટાક્ષો કંઈક મોળા જણાય છે. છતાં વાર્તા, તેના બનાવોની ગૂંથણી, પાત્રોના એક પછી એક દેખાતા જતા અટપટા સંબંધો, ઉદાત્ત સ્વભાવોના વિકાસો વગેરે ઠેઠ સુધી રસમય રહે છે.

પૂર્ણિમા તેની નાયિકાની સામાજિક સ્થિતિને લીધે તેમની બીજી વાર્તાઓથી જુદી પડી આવે છે—જોકે તેમાં પણ પાત્રાલેખન અને રસ જમાવવાની રીતિ એની એ જ છે. વાર્તાની નાયિકા ગાનારીઓના વર્ગની છે. તેમાંથી કુલવધૂ બની તેનો ઉદ્ધાર થાય છે. અવિનાશમાં આદર્શ જીવન જીવવાનો ઉત્સાહ અને તેની સાથે વ્યવહારની અનભિજ્ઞતા પણ છે. અવિનાશના આ માનસનિરૂપણમાં જરા અતિશયોક્તિ જણાય છે, પણ તેથી કર્તા વાકેફ છે અને રજની પાસે કહેવરાવે પણ છે કે અવિનાશ સુધારાનો ભદ્રંભદ્ર છે. વાર્તામાં સ્વાભાવિક રીતે વેશ્યાવાડો આવે છે, પણ કોઈ પણ જગાએ કર્તાએ સુરુચિનો ભંગ થવા દીધો નથી અને તે સાથે આ આપણી સામાજિક બદીને ઉઘાડી પાડી છે, અને તેનાં કારણોનું નિરૂપણ કર્યું છે. કર્તાએ આ વાર્તામાં એક બીજી મોટી સંભાળ લીધી છે. નાયિકા ગાયકણ છે તેથી, કર્તાની વાર્તાની બીજી નાયિકાઓ કરતાં, આને કંઈક ઓછી

પ્રગલ્ભ બતાવી છે. બીજી નાયિકાઓ કરતાં વધારે વિવેકવાળી શરમવાળી સંકોચવાળી બતાવી છે. આ વાર્તા પણ બીજી રીતે તેમની બીજી વાર્તાઓ જેટલી જ આકર્ષક છે.

અષાડ ૧૯૮૯,

## વિવર્તલીલા

રચનાર તથા પ્રકાશક : નરસિંહરાવ ભોળાનાથ ( મરીન વિલા, ખાર ) કિમ્મત રૂા. ૧–૮–૦.

સંવત ૧૯૭૪ થી સં. ૧૯૮૯ સુધીના પંદર વર્ષના લાંબા ગાળામાં વસંતમાં અંતરે અંતરે પ્રસિદ્ધ થયેલા લેખોનો આ સંગ્રહ છે. એ લેખો પ્રગટ થયા ત્યારે વિદ્વાનોનું તે તરફ ધ્યાન ખેંચાયું હતું અને અત્યારે તે પુસ્તકરૂપે પ્રગટ થતાં તેને અમે આવકાર આપીએ છીએ.

આ લેખમાળા કર્તા કહે છે તેમ કેવળ નવીન શૈલીમાં લખાઈ છે. આજે પશ્ચિમમાં નિબંધસાહિત્યમાં લેખક ઘણી છૂટ–મુક્તિ અનુભવે છે, એ સાહિત્યનું કોઇ ચોક્કસ રૂપ મનાતું નથી, આજકાલ કર્તાની અંગત લાક્ષણિકતાને તે વધારે ને વધારે પ્રતિબિમ્બિત કરે છે, છતાં તે કરતાં પણ આ શૈલી વધારે છૂટવાળી છે, કેવળ રસળતી છે, અને તે કર્તાના સ્વભાવને, તેમનાં સ્વાભાવિક લક્ષણોને વધારે નિકટ અનુસરી શકે છે.

કર્તાએ પુસ્તકનું નામ વિવર્તલીલા પાડયું છે અને તેનું કારણ પ્રારંભમાં બતાવેલું છે; પણ તે પણ તેમની અર્ધકાવ્યમય કલ્પના છે. ખરી રીતે આ એક સંસ્કારી, ઇશ્વિર ઉપર શ્રદ્ધા રાખનાર, કવિતા-કલ્પનાશીલ રસમીમાંસકની નોંધપોથી છે. બધા લેખો ચિન્તનાત્મક પણ તે સાથે ગંભીર લાગણીવાળા હોઈ વાંચનારમાં પણ તેવી લાગણી ઉત્પન્ન કરનારા છે. શૈલી રસળતી છે, તેમાં નિબંધની પેઠે વિષયના આખા વિસ્તાર પર વ્યાપવાનું છે નહિ, છતાં તે વિષયને મધ્યબિન્દુએ

સ્પર્શે છે. મન સ્વૈરગતિએ ચાલે છે, છતાં ક્યાંઈ વિચારસંબંધ શિથિ થતો નથી. અને ક્યાંઇ કશું અપ્રસ્તુત આવતું નથી.

આને અમે નોંધપોથી કહીએ છીએ પણ તેમાં વાંચનાર લ બહાર રહ્યો નથી. ઘણી જગાએ વાંચનારને સંબોધન આવે છે, પ તે સિવાય પણ લેખક તેને સાહિત્યના દૃષ્ટિબિન્દુથી લખે છે, એ સાહિત્ય તરીકે તે રસળતી શૈલીનું છે. અને એમ હોવાથી વાંચનાર પ લેખકનો રસળવાનો આનંદ અનુભવતો લેખકનું વક્તવ્ય ગ્રહણ કરે છે

અલબત, આમાંનો કોઈ લેખ ફિલસૂફીનો લેખ ગણી શકા નહિ, પણ આમાં લેખકની ફિલસૂફી ડગલે ડગલે પ્રતીત થાય છે આવા સ્વૈર ચિંતનમાં લેખકની ઊંડામાં ઊંડી માન્યતા, શ્રદ્ધા જ એન મેળે પ્રગટ થઈ શકે છે, અને તે અહીં થાય છે. અને ફિલસૂફીને ગ્રન્થ ન હોવા છતાં વાંચનારને લેખકની ફિલસૂફીની સારામાં સાર અસર અહીં થવાનો સંભવ છે. કારણકે વાંચનાર ક્લેશ વિના લેખકન સાથે જાણે ચિંતનના ઇષ્ટપ્રદેશોમાં વિચરવા નીકળે છે. ચિંતન એટલુ સ્વાભાવિક શરૂ થાય છે, એક વિષયમાંથી એવું સરલ રીતે બીજામ સરી પડે છે કે વાંચનાર અર્ધ અજ્ઞાત રીતે સ્વાભાવિક કુતૂહલથ ચિંતનમાં રમમાણ થાય છે. આ ફિલસૂફીના લેખો નથી, પણ ફિલસૂફીના પ્રેરક છે.

શ્રીયુત નરસિંહરાવ આપણા થોડા ગદ્યલેખકોમાંના એક લાક્ષણિ ગદ્યલેખક છે. આ પુસ્તક તેમની ગંભીર ગદ્યશૈલીનો એક સારે નમૂનો છે. બીજું એ કે સાહિત્યના અનેક પ્રદેશોમાં વિચરના આપણા એક લેખક તરીકે શ્રી. નરસિંહરાવના હૃદય–મનનાં ઊંડાણોન પ્રવાહો જોવાનું આપણને સ્વાભાવિક કૌતુક થાય, તે કૌતુકને તૃપ્ત કરવાનો અહા સારો અવસર મળે છે. તેમના માનસઘડતરમાં અંગ્રેજ સાહિત્યનો મોટો ફાળો, તેમની ઇશ્વરની ભાવનામાં ક્રિશ્ચન ધર્મની અસર, તેમની રુચિના પક્ષપાતો, વગેરે સર્વ તેમના પ્રસન્ન માનસ- જલમાં આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ.

પણ આ પુસ્તક રસળતી શૈલીનું છે, ફિલસૂફીનું નથી, માટે જ જે માણસની શ્રદ્ધા શ્રી. નરસિંહરાવથી જુદી રીતે ઘડાઈ હોય તેને આ પુસ્તક પ્રતીતિકર ન થાય એટલું જ નહિ કદાચ તેને આમાં સાહિત્યનો આનંદ પણ ઓછો આવે. આપણા વેગથી બદલાતા દેશમાં શ્રીયુત નરસિંહરાવનો જમાનો હવે ચાલ્યો ગયો દેખાય છે. ઇશ્વર ઉપરની આસ્થા અત્યારના પ્રગતિકારક વિચારકમાં એમના જેવી નથી, નવા માનસપૃથક્કરણશાસ્ત્રની અસરમાં આવેલો વિચારક બાલકને પુખ્ત માણસ કરતાં જરા પણ વધારે દિવ્ય માનવા અત્યારે ભાગ્યે જ તૈયાર છે; પણ સાહિત્યના અનુભવમાં એવાં અંગત મન્તવ્યોનો અંતરાય આવવા દેવો ન જોઈએ. સાહિત્યમાં શું કહ્યું છે તે સાથે કેમ કહ્યું છે એ પણ મહત્ત્વનું છે. અને જમાનો બદલાયા છતાં તેમની રસચર્ચા, માનસભાવોનાં કેટલાંક પૃથક્કરણો, ઉત્તમ સાહિત્યમાંથી ઉચિત દૃષ્ટાન્તો આપવાનું કૌશલ, વક્તવ્યને ટુચકાનું સમર્થન આપવાનું અને ટુચકામાંથી ગંભીર ને ગૂઢ સત્ય કાઢવાનું કૌશલ, ગુજરાતી ઉત્તમ કાવ્યોના ફકરા અને તેનું લાક્ષણિક વિવેચન, પ્રકૃતિસૌંદર્યનાં વર્ણનો અને એ સર્વને જાણે પ્રમાણશાસ્ત્રના કે કશાયના નિયમ વિના ભેગાં કરી તેમ છતાં તેમાંથી સાહિત્યને આવશ્યક એકતા પ્રગટાવતી શૈલીને લીધે આને આપણા સાહિત્યમાં ચિરકાલનું સ્થાન મળશે. પણ એ સર્વ કરતાં અમને તો એમના જીવનમાંથી વહેતી, જીવનને ગંભીર અને રસમય કરતી, ક્યાંક વંકવોળામણીમાં દેખાતી ક્યાંક ન દેખાતી પણ સદા વહેતી, કરુણરસસરિતા સૌથી વધારે અસર કરે છે અને આ દુનિયામાં જ્યાં સુધી સુખ કરતાં દુઃખ જ વધારે છે ત્યાં સુધી ઘણાને કરશે.

અષાડ ૧૯૯૦

## હૃદયનાથ

લેખકઃ રમણલાલ વસન્તલાલ દેસાઈ એમ. એ. પ્રકાશકઃ મૂળશંકર સોમનાથ ભટ્ટ, નંદભુવન, રાવપુરા વડોદરા. રૂા. ૨–૮–૦.

આ પુસ્તકની બીજી આવૃત્તિ છે. પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાં પોતાની કૃતિઓમાં આવતી એકવિધતાને માટે પોતાની શક્તિમર્યાદાનું કારણ તેમની સ્વાભાવિક નમ્રતાથી સ્વીકારી લઈને કર્તા એક રસિક પ્રશ્ન પૂછે છે. આ એકવિધતાનું કારણ આપણા સાહસની મર્યાદા, અને એક જ વર્તુલમાં ફરતા સામાજિક બનાવો ન હોય? નવલકથાસાહિત્યના વિકાસની આડે આવતી આ મર્યાદા વિશે પહેલાં પણ કહેલું છે—ઘણું કરીને સદ્‌ગત રમણભાઈએ. અને એ હકીકત ખરી છે, છતાં શ્રીયુત રમણલાલ કહે છે તેમ પ્રતિભા આવી મર્યાદિત હકીકતમાંથી પણ ઉત્તમ સાહિત્યસર્જન કરી શકે છે. બે જ દાખલા બસ થશે. ડિકન્સનું આખું સર્જન કોઈ વિશિષ્ટ રીતે સાહસિક સમાજમાંથી નીકળ્યું નથી. જે રશિયન સમાજમાંથી ચેકોવે અનેક વાર્તાઓ લખી તે સમાજ પણ આપણા જેવો રૂઢિજડ હતો. આપણા સમાજમાં ગતિનું વૈવિધ્ય નથી પણ સ્થિતિનું વૈવિધ્ય પુષ્કળ છે. ખરી રીતે તો જે સાહસમર્યાદા આખા સમાજમાં છે તે જ મર્યાદા લેખકને પણ આડી આવે છે. આપણો લેખક તેને ઘેર કામ કરનાર નોકરની સામાજિક સ્થિતિ, રૂઢિ, માનસ કશું નથી જાણતો. જાણવાના પ્રસંગ આવે ત્યાં પણ અજિજ્ઞાસુ રહે છે. દરેક વકીલ અનેક સ્થિતિના માણસોના સંસર્ગમાં આવે છે પણ તેમાંથી માત્ર ગોવર્ધનરામભાઈએ જ સરસ્વતીચંદ્ર લખ્યો. અનેક અમલદારો સમાજનાં અનેક થરોના સંસર્ગમાં આવે છે પણ તેમાંથી માત્ર આપણા લેખકે જ તેમના જીવનમાં ઊંડા ઊતરવાનો પ્રયત્ન કર્યો. અને છતાં કર્તા કહે છે તેમ ભવિષ્યને માટે સારી આશા રાખી શકાય છે.

આ નવલકથાનો નાયક હૃદયનાથ અખાડાનો શોખીન છે. ‘પૂર્ણિમા’ ના નાયકની પેઠે એ અત્યંત મુગ્ધ છે, અને કર્તાની ઘણી-

ખરી નવલકથાની પેઠે અંતે હૃદયનાથનાં લગ્ન થાય છે. હૃદયનાથ શરમાળ સ્ત્રીસમાજથી સંકોચ પામનાર છે તેની પડછે નિરંજન પ્રગલ્ભ બહારથી લાગણીવિનાનો દેખાતો પણ અંદરથી એટલો જ રસગર્ભ છે—જોકે અંત તરફ લગ્ન સંબંધી નિરાશ બનતાં તે આત્મઘાતના પ્રયત્ન સુધી જાય છે ત્યાં અમને જરા લાગણીનો અતિરેક થતો જણાય છે. નિરંજન અને હૃદયનાથ બે બહેનોને પરણે છે, તેમાંથી નિરંજનની પત્ની વિધવા હોય છે. હૃદયનાથની એક બાજુ જેમ તેનો સહકારી નિરંજન છે તેમ બીજી બાજુ તેનો જ મોટો ભાઈ અરવિન્દ વ્યવહારપરાઙ્મુખ, વ્યવહારકાયર, કલારસિક અને સ્ત્રી વિના જીવન ન ચલાવી શકે એવો છે. અરવિન્દ પહેલી પત્ની મરી ગયા પછી કાયર થઇ બીજીવાર પરણે તેમાં અમને નવાઈ નથી લાગતી, પણ તે પોતાના જ નાના ભાઈ હૃદયનાથ સાથે સગાઈ કરેલી અને પછી હૃદયનાથે અખાડાની એકનિષ્ઠા ખાતર છોડી દીધેલી રંભા સાથે પરણવાનું કબૂલ કરે છે તે જરા અજુગતું લાગે છે. હિંદુસંસારમાં મોટા ભાઈની કન્યા પાછી વળી હોય તો નાનાભાઈને જાય પણ નાનાની કન્યા, નાનો જીવતાં, મોટો સ્વીકારે એવું ન બને, અને એ રિવાજમાં હિંદુ અવિભક્ત કુટુંબસંસ્થા જોતાં, રહસ્ય રહેલું છે. એટલું અરવિન્દ ન સમજે તેવો નથી, તેમ જ જાણી જોઈને આવી પ્રણાલી તોડે તેવું તેનું સ્વભાવનિરૂપણ નથી.

આખી નવલકથામાં સુંદરપુર રાજ્યનો પ્રસંગ અને તેનાં પાત્રો વણાઇને ઓતપ્રોત થયેલાં છે. શ્રી. રમણલાલની, ગૌણ વાર્તાને મુખ્ય વાર્તા સાથે વણવાની કળા આમાં સારી જણાઈ આવે છે. લેખકનો દેશી રાજ્યનો અનુભવ, દેશી રાજ્યનો સડો, અને તેને સુધારવાનો અનવકાશ, સુધારાને અટકાવનાર એક તરફથી વધારે સડતી જતી રાજ્યવહીવટની પરંપરા અને બીજી તરફથી બ્રિટિશ સામ્રાજ્યની અંદરખાનેથી સ્વતંત્રતાને ભીંસી નાંખતી રાજનીતિ, એ સર્વેનો સારો ચિતાર છે. નિરંજનનો પિતા મહેશચંદ્ર શ્રી રમણલાલનાં હરામખોર

પાત્રોમાં કંઈક ભાત પાડે છે અને આવો માણસ સરકારની કેટલી બધી મહેરબાની અને વિશ્વાસ મેળવી શકે છે તે જોવા જેવું છે. મહેશચંદ્ર અને રૂપાજી એમાંથી કોણ વધારે ખરાબ તે કહેવું મુશ્કેલ છે.

કર્તાએ વાર્તામાં પ્રસંગે પ્રસંગે પોતાના અભિપ્રાયો દર્શાવેલા છે. એ નવલકથામાં સ્વાભાવિક છે છતાં કંઈક ટૂંકા થાય તો વધારે સારું.

કાર્તિક ૧૯૯૧.

## ખુશ્કી અને તરી

લેખકઃ વિજયરાય, પ્રકાશકઃ મૂળચંદ સોમનાથ ભટ્ટ, રાવપુરા. વડોદરા. રૂપિયો એક.

લેખકે આ પુસ્તકને 'પ્રવાસ ડાયરીનાં થોડાં પાનાં' કહ્યું છે. આમાં બે પ્રવાસની નોંધ છે—કરાંચીના અને રંગૂનના. લેખકે કેટલીક નોંધ નર્મશૈલીમાં લખવા પ્રયત્ન કર્યો છે. આ કરવા તેમણે ઘણી અતિસામાન્ય હકીકત લીધી છે, જેમાં કશું જાણવા જેવું હોતું નથી

હાસ્યને માટે, સદ્‌ગત રમણભાઈ કહે છે તેમ, અમુક વર્ગને સામાન્ય ( typical ) હકીકત લેવી પડે એ ખરું, પણ તે સાથે તે ચમત્કારક હોવી જોઇએ. ચમત્કારકતા બધા રસોને ઇષ્ટ છે. પણ અહીં તો નર્મ સાધવા જતાં કેટલીક અરસિક હકીકત આવી ગઈ છે. જ્યાં જ્યાં કર્તાએ નર્મનો પ્રયત્ન છોડી દઈ સીધી રીતે હકીકતની નોંધ કરી છે ત્યાં વસ્તુ પણ મહત્ત્વવાળી નોંધાઈ છે, અને લેખ સુવાચ્ય થયો છે. કલકત્તા અને રંગૂનની હકીકત આવી સ્વાભાવિક શૈલીમાં છે અને તેની માહિતી ઉપયોગી છે.

સિન્ધના કેટલાક ભાગના અને રંગૂન તથા કલકત્તાના પ્રવાસના પુસ્તક તરીકે આ પુસ્તક વાંચવા યોગ્ય છે.

કાર્તિક ૧૯૯૧.

# પૌરાણિક નાટકો

લેખકઃ કનૈયાલાલ માણેકલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સંસદ; એમ. સી. કોઠારી, બુકસેલર અને પબ્લીશર, રાવપુરા રોડ, વડોદરા; કિંમત ૧–૧૨–૦.

આમાં 'પુરંદર પરાજય', 'અવિભક્ત આત્મા', 'તર્પણ' અને 'પુત્ર સમોવડી' એ ચાર નાટકોનો સંગ્રહ કરેલો છે. ચારેય નાટકોનું વસ્તુ પૌરાણિક છે. પુસ્તકના પ્રારંભે ઉપોદ્‌ઘાતમાં શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રીએ નાટકનું વસ્તુ ક્યાંથી લીધું છે અને તેમાં શા શા ફેરફારો કર્યા છે તે સંબંધી સામાન્ય ચર્ચા કરી છે અને પુસ્તકને અંતે દરેક નાટકનું મૂળ વસ્તુ ક્યાં ક્યાં કેવા સ્વરૂપે છે અને તેમાંથી શ્રી મુનશીએ શું શું લીધું છે તે પૃથક્કરણ કરી બતાવ્યું છે.

શ્રીયુત શાસ્ત્રીએ બતાવ્યું છે તે પ્રમાણે વેદની આખ્યાયિકાઓ પુરાણોમાં રૂપાન્તર પામી છે અને આપણા કાલિદાસાદિ પૂર્વ કવિઓએ પોતાને અનુકૂળ વસ્તુમાં ફેરફાર કર્યો છે, એ ખરું છે. એવા ફેરફારો આપણે ઠેઠ પ્રેમાનન્દ સુધી જોઈ શકીએ છીએ. અને એ ફેરફાર કરવાનો દરેક સર્જકને હક્ક છે તેમાં કોઈથી ના કહી શકાય તેમ નથી. આ નાટકોને અંગે પ્રશ્ન થાય છે તે એ છે કે ફેરફારો કરી રહ્યા પછીનું વસ્તુ એક સુશ્લિષ્ટ કથાનક બને છે? અને નવા કથાનકમાંથી જે વ્યંગ્યાર્થ કે સત્ય નાટયકાર વ્યક્ત કરવા ઇચ્છે છે તે કથાનકના આ રૂપને સર્વ પ્રકારે અનુકૂળ છે? હમેશાં જૂની વાર્તામાં હાલના જમાનાનું કોઈ સત્ય વ્યક્ત કરવા જતાં અમને આ મુશ્કેલી જ કર્તાને નડતી જણાઈ છે. આ નાટકોમાં પણ એવી સર્વ મુશ્કેલી ઉપર કર્તા વિજય મેળવી શકયા નથી.

સૌથી મોટી મુસ્કેલી અમને એ જણાય છે કે બધાં નાટકોમાં જે ચમત્કાર આવે છે તે એ નાટકોના વાતાવરણમાં સંભવિત જણાતો નથી. વાંચનાર પ્રાચીન પુરાણો માટેનું પોતાનું સર્વ માન

એક બાજુ રાખી, એ પ્રાચીન કાળનાં માણસો પણ, કર્તા કલ્પે છે તેવાં, લગ્નના શિથિલ બંધનવાળાં, અંદરઅંદર ખૂબ લડતાં, કોઈને જાનથી મારતાં ઝાઝો સંકોચ નહિ રાખતાં, કલ્પવા તૈયાર છે. અત્યારના ઐતિહાસિક શોધોની મદદથી, અને અત્યારની જંગલી જાતિઓના માનસપરિચયથી, એ જમાનાની વ્યક્તિઓ એમ કલ્પવી બહુ મુશ્કેલ નથી. પણ પછી એ વાતાવરણમાં ચમત્કારને સ્થાન રહેતું નથી.—હા, કુદરતી બનાવોને પાત્ર. ચમત્કાર સમજે એ ખરું, પણ ખરેખરા ચમત્કારો બને, અશ્વિનો ઘરડા ચ્યવનને જુવાન કરે, વરુણ શ્વેતકર્ણને પિતૃલોકમાં લઇ જાય, ઔર્વને જામદગ્ન્યાસ્ત્ર મળે, યયાતિને પુત્ર પાસેથી યૌવન મળે, એવી પ્રતીતિ કરાવવા જેવું વાતાવરણ એ નાટકોનું રહેતું નથી. અને એવી પ્રતીતિ ન થવાનું કારણ એ છે કે એ નાટકોના કર્તાને પોતાને એ પ્રતીતિ નથી તેમ જ નાટકની ખાતર પણ એવી પ્રતીતિ તેમનામાં ઊપજી દેખાતી નથી. આ બાબતમાં જૂના કવિઓ કરતાં હાલના સર્જકને એક ખાસ ગેરફાયદો છે. પ્રેમાનન્દ, નરસિંહ મહેતાના ચમત્કારો લખતો હતો ત્યારે તે પોતે એ ચમત્કારો ખરેખર માનતો હતો. હાલનો આપણો સર્જક એ માનતો નથી, તેને પોતાના સર્જન પૂરતા આવા ચમત્કારો માનવા પડે છે. પોતાના નિર્માણને સફળ કરવા તેણે જૂનાં પુરાણોના હાર્દમાં બરાબર ઊતરવું જોઈએ, અને તે સાહિત્યનું વાતાવરણ પોતાની સૃષ્ટિમાં ખડું કરવું જોઈએ. આ નાટકોમાં એમ બનતું નથી. એથી ઊલટું શ્રી મુનશીને જે પાત્રોનો શોખ છે, જે બલ, ત્વરિત કાર્યપરતા, ત્વરિત નિર્ણયો, વેગીલું માનસ વગેરે તેમની બીજી કૃતિઓમાં આવે છે તે જ આમાં આવે છે. 'ગુજરાતનો નાથ'માં કાક અમુક ચમત્કારથી કીર્તિદેવનું કુલ જાણી આવે છે ત્યાં એ વસ્તુ એટલી ખટકતી નથી કારણકે એ જાણવાની ક્રિયા પરોક્ષ રહી છે. અહીં તો આ બધા ચમત્કારો નાટકમાં દૃશ્ય અભિપ્રેત છે, અને નાટકના પ્રારંભમાં પ્રાચીનતા તરફના

પૂજ્યભાવનું ભલે ખોટું પણ વાતાવરણ ખસી જતાં પાછળ રહેલા વાસ્તવિકતાના વાતાવરણમાં આ દશ્યો વિસંવાદી લાગે છે. કોઈ કોઈ જગાએ તો ચમત્કારને પાત્રો પણ માનતાં હશે કે કેમ તેનો સંશય જાય છે કારણ કે ક્રતુનો શાપ તો લોકો સાચો પાડે છે! નાટકનાં પાત્ર. પણ શાપ શી રીતે માનતાં હશે, વસિષ્ઠ પોતે શી રીતે માનતો હશે એ સંબંધી વાંચનાર સંશયમાં પડે છે!

'તર્પણ' માં હૈહયો અને ભાર્ગવો વચ્ચે સંસ્કૃતિનો ભેદ હતો, અને આર્યાવર્તને પુનઃ-સ્થાપવા ભાર્ગવોએ હૈહયોનો નાશ કર્યો એવું પાત્રોની ઉક્તિઓમાં કહેલું છે. પણ બન્ને વચ્ચે સંસ્કૃતિનો કશોય ભેદ દેખાતો નથી,—માત્ર એક જગાએ હૈહય વીતહવ્યના વર્ણનમાં તેના મુખ પર વિલાસિતાની રેખાનો ઉલ્લેખ છે તેને સંસ્કૃતિભેદ ગણીએ તો જુદો સવાલ! બાકી બન્ને પક્ષો સરખા જંગલી અને ક્રૂર ઘાતક જણાય છે. 'ભગવાન કૌટિલ્ય' માં શ્રી મુનશીએ આ જ રીતે સંસ્કૃતિભેદ દર્શાવેલો છે અને ત્યાં પણ સંસ્કૃતિભેદ અછતો જ રહે છે. બન્નેમાં નાયક, 'તર્પણ' માં સાગર અને 'કૌટિલ્ય' માં ચન્દ્રગુપ્ત, પોતાના કુલભાનથી જ પરાક્રમ કરવા પ્રેરાય છે.

'તર્પણ' માં નાયક વલ્લભાના પ્રેમને છેહ દઈ વલ્લભાના પિતાનો અને તેના આખા કુળનો નાશ કરે છે, અને એવી રીતે નાયકનો પક્ષ વિજયવાન થાય છે, 'પુત્ર સમોવડી' માં એથી ઊલટું નાયિકા દેવયાની કચના પ્રેમને વફાદાર રહેતાં તેના પક્ષનો પરાજય થાય છે. કદાચ કર્તાને સ્ત્રીપુરુષમાં આ સ્વભાવગત ભેદ છે એવું વક્તવ્ય પણ હોય! આવાં ગૌણ વકતવ્યો આ નાટકમાં ઘણાં આવી મુખ્ય વક્તવ્યને ઝાંખું કરે છે. દાખલા તરીકે આ નાટિકામાં એવું પણ ધ્વનિત થાય છે કે માનવ આખરે માનવ છે, કોઈ પણ પરાક્રમ માટેના સતત પ્રયત્નને માટે તેનામાં પૂરતું સત્ત્વ હોતું નથી; બીજી તરફથી એમ પણ ધ્વનિત થાય છે કે પુરુષને અતિ સત્ત્વ-શોખી સ્ત્રી સ્વાભાવિક રીતે જ ગમતી નથી, સ્ત્રી પાસેથી તે

સ્વાસ્થ્ય અને શાન્તિની આશા રાખે છે, અસ્વસ્થ કરી નાંખે એવી મહત્તા માટેની ઉત્તેજનાની નહિ. વળી એ પણ ધ્વનિત કરવાનો ઉદ્દેશ જણાય છે કે સલામતી ઇચ્છવી એ પામરતા છે. આ બધાં સત્યો પાત્રોની ઉક્તિઓમાં સ્પષ્ટ દેખાય છે. પણ પ્રશ્ન થાય છે કે જો વજ્રની સલામતી માગવી એ દાનવોને માટે હીનતા ભરેલું હતું, તો દેવો એ વજ્રની સલામતી છતાં કેમ જીતતા હતા?—એ છતાં એમની સંસ્કૃતિ કેમ વિજયવાન થતી હતી? વળી બૃહસ્પતિની મીઠી મધ જેવી વાણીથી દાનવો ઇંદ્રની ભક્તિ કરવાને લોભાતા હતા એમ કહે છે, પણ દેવોની ખરી શક્તિ વિના માત્ર કોઈની જીભથી આખો સમુદાય કે સંસ્કૃતિ સ્વત્વ ખોઈ બેસે એવી ત્યાં વાસ્તવિક પ્રતીતિ થતી નથી. ટૂંકમાં એ દેવદાનવના યુદ્ધમાં, પ્રાચીન મતની દાનવોની દુષ્ટતા કાઢી નાંખ્યા પછી, તેમની વચ્ચેના યુદ્ધનું કારણ અને અને તેમાં છેલ્લે દેવોનો જય, નવા નિરૂપણમાં સુશ્લિષ્ટ નથી થતો. સંજીવનમંત્રને સ્પષ્ટ શબ્દોમાં મૂકવાથી તેનો અલૌકિક ચમત્કાર જતો રહે છે અને છતાં તેની સજીવન કરવાની રીત તો જૂની જ ચમત્કારક જ રહે છે એ મોટી અસંગતિ છે. એ મંત્રથી જ જો સજીવન કરી શકાતું હોય તો શુક્ર એ મંત્ર દેવયાનીને પુત્ર સમોવડી માનવા છતાં કેમ ન આપે એ સમજાતું નથી. પ્રાચીન પુરાણીઓ સ્ત્રીને મોક્ષની અને એવી બીજી શક્તિઓની અનધિકારી માનતા પણ આ નાટકમાં એવું કશું નથી—એ અધિકારને આ નવા નિરૂપણમાં સ્થાન પણ નથી. એટલે નાટકનું મંડાણ જે મુખ્ય હકીકતો ઉપર રહેલું છે, દેવદાનવ યુદ્ધ, તેનું કારણ, દેવોની સરસાઈ, દેવયાનીનો કચ માટેનો પક્ષપાત, છતાં દેવયાનીની સત્તાભાવના, અને છેવટે સંજીવનમંત્ર દેવયાનીને ન આપતાં કચને શીખવવો, (જો એ મંત્રના ઉચ્ચારથી જ સજીવન કરી શકાતું હોય તો કોઈ દાનવને એ મંત્ર કેમ ન આપ્યો?) એ સર્વ મુખ્ય હકીકત નાટકના વાતાવરણમાં અવાસ્તવિક જણાય છે. અને નાટકકારનું અન્ય વિધાન-

કૌશલ પણ આ ત્રુટિઓને છાવરી શકતું નથી. નાટ્યકારે નાટકને સ્પષ્ટ આધુનિક દૃષ્ટિવાળું રાખવું હતું તો,—જેમ બર્નાર્ડ શૉએ 'સેંટ જોન' માંથી બધા ચમત્કારો કાઢી નાંખ્યા છે અને બધા બનાવોનો તે સમયનાં સામાજિક બળોથી જ ખુલાસો કર્યો છે,—તેમ કરવું હતું, નહિતર લોકમાનસમાં રૂઢ થયેલી પૂજ્યબુદ્ધિને ઉત્તેજે, અને ચમત્કારો એ સૃષ્ટિમાં સંભવિત બને, એવું વાતાવરણ ઉત્પન્ન કરવું હતું. બન્નેનું મિશ્રણ નાટકોને પ્રતિકૂળ છે.

અમારે નાટકના રહસ્ય અને વસ્તુ વચ્ચેની અસંગતતા ઉપર આટલું લખવું પડ્યું પણ બીજી સર્વ રીતે નાટક શ્રીયુત મુનશીની લાક્ષણિક શૈલીનો સારો નમૂનો છે. ત્વરિત સંવાદો, અનપેક્ષિત બનાવોનું આશ્ચર્ય, પાત્રોની વિલક્ષણ કાર્યશક્તિ, તેમનો મનોવેગ, નાટકોનો કાર્યવેગ એ સર્વ નાટકને વાંચતાં અને પ્રયોગમાં જોતાં વાચક અને પ્રેક્ષકને અંત સુધી કૌતુકાકૃષ્ટ રાખે એવાં છે.

માગશર ૧૯૯૧

## બ્રહ્મચર્યાશ્રમ

લેખકઃ કનૈયાલાલ મા. મુનશી; પ્રકાશકઃ એમ. સી. કોઠારી, રાવપુરા રોડ, વડોદરા, આઠ આના.

શ્રીયુત મુનશી લખે છે તેમ આ એક પ્રહસન કે ફારસ છે. તેઓ ઉપોદ્‌ઘાતમાં લખે છે કે "આમાં ઘણી વસ્તુઓ જેને હું સુંદર કે ભવ્ય માનું છું તેની ગંમત કરી છે." પણ એનો અર્થ એવો નથી કે આમાં બ્રહ્મચર્યની મશ્કરી થઈ છે. આમાં મશ્કરી બ્રહ્મચર્યની નહિ પણ બ્રહ્મચર્યની ખોટી વિડંબનાની થઈ છે. અને વિડંબના હમેશાં ઉપહસનીય છે. મૂળ વસ્તુ જેમ મહાન તેમ તેની વિડંબના વધારે ઉપહસનીય!

પહેલા અંકમાં કેદી થયેલા અસહકારીઓના માનસની ઉપહસનીય બાજુ કુશલ રીતે બતાવી છે. અધિકારનો વિચાર કર્યા વિના આજી-

વન બ્રહ્મચર્યનું વ્રત લેવાનો વિચાર આવા દમનના વાતાવરણમાં જ સૂઝે એ સ્વાભાવિક છે. તે પછીના અંકોમાં બ્રહ્મચર્યાશ્રમ અને બ્રહ્મચર્યની વિડંબના, આત્મપ્રતારણા, પરસ્પર ઈર્ષ્યા, દ્વેષ, નિન્દા બધાં બહાર આવે છે. છેલ્લો ભાગ જરા વધારે લંબાયો અમને લાગે છે, પણ આખું નાટક એક સારા પ્રહસનનો દાખલો છે.

પોષ ૧૯૯૧

## કેટલાંક વિવેચનો

કર્તા અને પ્રકાશક, નવલરામ જગન્નાથ ત્રિવેદી એમ. એ., અધ્યાપક મહિલા પાઠશાળા, કોચરબ રોડ; સોલ એજન્ટ જેચંદ તલકશી એન્ડ સન્સ, બૂકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, ૧૪૬, હોર્નબી રોડ; કોટ–મુંબઈ. કિં. રૂા. ૧–૮–૦.

ઉચ્ચ અભ્યાસક્રમોમાં ગુજરાતી સાહિત્યને યોગ્ય સ્થાન મળે તો ગુજરાતી ભાષાના વિવેચનસાહિત્યને એની મેળે કેવું ઉત્તેજન મળે તેનો આ પુસ્તક પુરાવો છે.

શ્રી. નવલરામનાં વિવેચનો એક અધ્યાપકને છાજે તેવા તટસ્થભાવે અને તે સાથે વિષયભૂત લેખક તરફ પૂરતી સહૃદયતાથી કરેલાં છે. બધાં વિવેચનોના અભિપ્રાયો સાથે મળતા થઈએ કે નહિ, પણ એક વાત દરેક કહેશે કે તેમણે કોઈ જગાએ કોઈ તરફ પક્ષપાત રાખેલો નથી, અને પોતાને જે લાગ્યું તે જ સરલ ભાવે કહેલું છે.

બધાં વિવેચનોમાં વિવેચકની પોતાની દૃષ્ટિ આવે જ, અને આ પુસ્તકમાં પણ કર્તાનાં ખાસ વલણો આપણને જણાય છે. તેમાંનું સૌથી વધારે સ્પષ્ટ વલણ તે કર્તાનો સમાજસુધારા માટેનો ઉત્સાહ છે. આ ઉત્સાહ તેમને કોઈ જગાએ મૂળ પુસ્તકની કદર કરવામાં બાધક કે અંતરાયભૂત થયો નથી, કારણકે વિવેચન સુધારાના પક્ષપાતી અને અર્વાચીન જમાનાના લેખકો સંબંધી જ છે.

શ્રીયુત નવલરામનું અંગ્રેજી અને ગુજરાતી સાહિત્યનું વાચન અહોળું છે, અને તે આ વિવેચનોમાં પ્રત્યક્ષ અને પરોક્ષ બન્ને રીતે જણાઈ આવે છે. નવલરામને ગોળગોળ બોલવાનો કંટાળો છે. ગોવર્ધનરામભાઈની સમાધાનવૃત્તિ, અને શ્રી રમણલાલે 'પૂર્ણિમા'માં વેશ્યાને અત્યંત અસંભવિત પરિસ્થિતિવાળી વર્ણવીને લગ્નની અધિકારી બતાવી છે તે, એમને ગમતું નથી. શ્રી મુનશીનો સ્પષ્ટ વક્તૃત્વનો ગુણ એમને ગમે છે. તે જ રીતે તેમણે પોતે પણ પ્રચલિત અભિપ્રાયોથી કે વ્યક્તિની પ્રતિષ્ઠાથી ન દોરવાતાં પોતાના અભિપ્રાયો સ્પષ્ટ દર્શાવ્યા છે. 'ગુલાબસિંહ' 'સરસ્વતીચંદ્ર'ની પણ પહેલાંની નવલકથા એ ખરું, પણ તેનું મૂળ ઝેનોની તરફનું ઋણ જોતાં તેને ભાગ્યે જ અનુકરણ કહી શકાય, તે ભાષાન્તર છે. અને અનુકરણ ક્યાં ક્યાં કઢંગું થયું છે એ તેઓ સ્પષ્ટ દર્શાવે છે. કલાપી માટે તેમને માન છે, પણ કલાપીએ કેટલી બધી જગાએ અંગ્રેજી સાહિત્યમાંથી વિચારો, તરંગો વગેરે લીધું છે અને તેમાં હાલના સંપાદકે ક્યાં ક્યાં ભૂલો કરી છે તે સર્વ તેમણે સ્પષ્ટ રીતે દર્શાવેલ છે. કેટલાક શ્રી મુનશીને પ્રણાલિકાભંગના આદ્યદ્રષ્ટા માને છે. પણ તેઓ પણ એ હિલચાલની અમુક ભૂમિકાએ દાખલ થઈ તેને આગળ ચલાવે છે એ દર્શાવેલ છે.

દરેક લેખક વિશે લખવાનું દષ્ટિબિંદુ પણ તેમણે યોગ્ય પસંદ કરેલું છે. ગોવર્ધનરામ અને રણજીતરામની કૃતિઓની વિશિષ્ટતા અને શ્રી મુનશીની નવલકથાથી તે શી રીતે જુદી પડે છે તે બતાવ્યું છે. શ્રી. રમણલાલ વસંતલાલની કૃતિઓની અંદરઅંદર સરખામણી એ જ સમગ્રના અવલોકનને માટે યોગ્ય દષ્ટિબિંદુ છે. તે જ રીતે બોટાદકર, ખબરદાર, લલિત દરેકને યોગ્ય દષ્ટિથી જોયેલ છે; જોકે કહેવું જોઇએ કે કવિશ્રી ન્હાનાલાલ અને ગોવર્ધનરામની હજી વધારે વિસ્તારી ટીકા થવાની જરૂર છે, અને લેખકને તે ધ્યાનમાં પણ છે.

એ રીતે શ્રી મુનશીની આ પુસ્તકમાં સૌથી વિસ્તૃત ટીકા થયેલી છે. નવલકથા અને નાટકોના વિદ્યમાન લેખકોમાં તેમનું સ્થાન મહત્ત્વનું

છે. અને એમને વિશેની આ કદાચ પહેલી જ વિસ્તૃત ટીકા છે. * એમને વિશે ટીકાકારોમાં કંઈક ઉગ્ર મતભેદ છે, અને શ્રી નવલરામનું વિવેચન વિચારપ્રેરક હોવા સાથે તેથી વસ્તુ એટલું વિશદ થયું છે કે તેમનાં સર્જનો વિશે, અમને જે કેટલાક ચર્ચવા જેવા મુદ્દા જણાય છે તે, અમને અહીં ચર્ચવા જેટલો અવકાશ ન હોવાથી વિશેષ ચર્ચા માટે ટૂંકામાં મૂકીએ છીએ.

શ્રી નવલરામ શ્રી મુનશીની વિચારસરણીને બુદ્ધિવાદ (rationalism) કહે છે. શ્રી મુનશી પોતાના "આલેખનમાં...માત્ર એક જ વસ્તુ તરફ નજર રાખે છે અને તે એ કે દરેક માણસે પોતાના સ્વભાવાનુસાર વર્તવું, સૌએ પોતપોતાના વ્યક્તિત્વને વફાદારીથી વળગી રહેવું." પણ એ રુસ્સોની કુદરતપરસ્તીમાંથી પ્રવર્તતો સ્વૈરાચારવાદ નથી?–જેને લીધે અનીતિ અને સ્વચ્છન્દાચારના આક્ષેપો શ્રી મુનશીની કૃતિઓ ઉપર આવે છે! અથવા એમ ન હોય કે સર્જકના હૃદયમાં સંયમ અને સ્વૈરાચારના આનન્દનો યોગ્ય સમન્વય ન થયો હોય? શ્રી નવલરામ કહે છે કે શ્રી મુનશીમાં નિચ્ચેની અતિમાનવની ભાવના અને ગીતાની સ્થિતપ્રજ્ઞતા બન્ને આવે છે. પણ ગીતામાં અને આપણી આખી હિન્દુ ફિલસૂફીમાં અહંકારત્યાગ પ્રથમ આવશ્યક છે અને નિચ્ચેની ફિલસૂફીના કેન્દ્રમાં અહંકારમાહાત્મ્ય છે તેનું શું? એમ ન હોય કે આ બે બાબતો પણ સર્જકમાં અસમન્વિત જ રહી હોય? શ્રી નવલરામ કહે છે: "તેમના હૃદયમાં માનવ પ્રત્યે પારાવાર પ્રેમ ભર્યો છે." પણ તે સાથે તેમની કૃતિઓમાં માનવ તરફ અને માનવ જેને ઉચ્ચ માને છે તે તરફ જાણે ઊંડો તુચ્છકાર (cynicism) પણ નથી જણાતો? તેમનાં પાત્રોમાં અભિમાની અને માનિની સ્ત્રીઓ પણ યોગ્ય વલ્લભ મળતાં અભિમાન છોડી દેવામાં આનંદ માને છે તે રીતે દરેક માણસને—સ્ત્રીને તેમ જ પુરુષને—કોઈ એવો

* 'ગુજરાતનો નાથ'ની શ્રી નરસિંહરાવે વિસ્તૃત ટીકા કરી છે પણ તે એક જ નવલકથાની છે.

આદર્શ, એવું ધ્યેય, એવી પૂજ્ય વ્યક્તિ ન હોય જેની આગળ તેનું અભિમાન ગળી જાય? એમ હોવામાં તેની અતિમાનવતાને દૂષણ લાગે છે? શ્રી નરસિંહરાવ 'ગુજરાતનો નાથ'ને 'સરસ્વતીચંદ્ર' સાથે સરખાવતાં કહે છે કે 'ગુજરાતનો નાથ'નાં પાત્રોને સ્પષ્ટ મૂર્ત વ્યક્તિત્વ છે, 'સરસ્વતીચંદ્ર'નાં પાત્રો વધારે સામાન્ય લક્ષણોનાં બનેલાં (types) છે. શ્રી નવલરામ મુનશીનાં પાત્રો વિશે કહે છે: "તેમનાં પાત્રો મુખ્યત્વે પ્રતિરૂપો (types) છે, વ્યક્તિઓ નથી." આ વિષય ઉપર વધારે પ્રકાશની જરૂર છે. આ પુસ્તકમાં જેમ શ્રી રમણલાલનાં પાત્રોની સરખામણી કરી છે, તેમ જ શ્રી મુનશીનાં પાત્રોમાં અંદરઅંદર ભેદ કેટલો છે, શેનો છે, સ્વભાવનો છે કે બાહ્ય પરિસ્થિતિનો છે, એ વિચારણા રસિક ચર્ચાનો વિષય થઈ પડશે. આ બધા પ્રશ્નો શ્રી નવલરામનું વિવેચન વાંચતાં સ્વાભાવિક રીતે ઉદ્‌ભવે છે. અને એ જ એ વિવેચનની સાર્થકતા છે. શ્રી નવલરામ પોતે અથવા આપણા અન્ય વિવેચકો તે તરફ ધ્યાન આપી શ્રી નવલરામે શરૂ કરેલ વિવેચન તંતુને આગળ ચલાવશે એમ આશા છે.

ગુજરાતી સાહિત્યમાં એક નવલરામ વિવેચક થઈ ગયા પછી આ બીજા નવલરામ વિવેચકને પણ તેમનાં સમબુદ્ધિથી કરેલાં વિવેચનો માટે અમે અભિનંદન આપીએ છીએ.

ફાગણ ૧૯૯૧

## વર્ણવ્યવસ્થા:

લેખક: મોહનલાલ કરમચંદ ગાંધી, પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેશાઈ, નવજીવન પ્રકાશન મંદિર, ગાંધીરોડ, અમદાવાદ. ૭ આના.

પૂજ્ય ગાંધીજીએ પોતાની દૃષ્ટિથી હિંદના અને હિંદુઓના અનેક સામાજિક પ્રશ્નોનો વિચાર કરી તેના પર લખેલું છે તેમ વર્ણવ્યવસ્થા ઉપર પણ પુષ્કળ લખેલું છે તે સર્વ લેખોનો આ પુસ્તકમાં સંગ્રહ કરેલો છે.

પૂજ્ય ગાંધીજી વર્ણાશ્રમને હિંદુધર્મનું એક મૌલિક રહસ્ય માને છે. તે આખી દુનિયાંને માટે હિતકર છે—જોકે તેના ખરા સ્વરૂપમાં તે ભૂતકાલમાં હતું જ એમ નથી. તેનો ખાસ ફાયદો એ છે કે તેનાથી હરીફાઈ અને હરીફાઈથી થતી અંધાધૂંધી બંધ થઈ જશે. વર્ણાશ્રમને ટૂંકમાં કહેવો હોય તો એમ કહેવાય કે દરેક વ્યક્તિ જન્મ પ્રમાણેનો ધર્મ પાળે, એટલે જન્મથી બાપનો ધંધો કરે, તેનાથી થતી આવકમાંથી નિર્વાહ જેટલું રાખી બાકીનું સમાજના લાભાર્થે વાપરે, અને વર્ણોમાં ઊંચનીચ ન ગણાય. અલબત આમ થાય તો કેટલીક હરીફાઈ જતી રહે, પણ કમાણીમાંથી નિર્વાહ જેટલું એટલે કેટલું એ કોણ નક્કી કરે? મહાત્માજીએ વર્ણાશ્રમને હાલનો સામ્યવાદ કહ્યો છે, અને દરેક વ્યક્તિ નિર્વાહ જેટલું રાખી બાકીનું સમાજને અર્થે વાપરે તો સામ્યવાદને ઇષ્ટ સ્થિતિ થઈ રહે. પણ ધનોપાર્જન કરનાર વ્યક્તિ ઉપર એટલે સુધી વિશ્વાસ નથી રખાતો, માટેજ સામ્યવાદ દરેકને નિર્વાહથી વધારે આપવાની જ ના પાડે છે. અને સામ્યવાદ જેવા તંત્ર વિના દરેક વ્યક્તિનું વર્તન એવું થશે એમ અત્યારે તો જણાતું નથી. બીજું એ કે સમાજની સેવા કરનાર દરેક સરખો છે, એ ભાવના સાચી છે. પણ તે સાથે જ મનુષ્યજાતિ અત્યંત પ્રાચીન કાલથી બુદ્ધિને ઉચ્ચતર શક્તિ ગણતી આવી છે, બુદ્ધિમાનને માન આપતી આવી છે અને તેથી બુદ્ધિ જ્યાં વધારે વાપરવી પડે એવા ધંધામાં માન કીર્તિ કે આત્મતૃપ્તિને માટે પણ હરીફાઈ કાયમ જ રહેશે એ અનુમાનમાંથી છટકી શકાતું નથી. અને રોટી બેટી વ્યવહારમાં સંયમ અને સીમા માનવા છતાં પણ ગાંધીજી વર્ણ બહાર એ વ્યવહારને પ્રત્યવાયરૂપ નથી ગણતા, તો ભિન્ન ભિન્ન વર્ણોનાં ફરજંદો માબાપમાંથી અમુકનો જ ધંધો લે એ માન્યતાનો પાયો ખસી જાય છે અને એટલી છૂટ પછી, વર્ણો એક સંકેત તરીકે કે ઇતિહાસના અવશેષ તરીકે સચવાવા હોય તો સચવાય, તેથી વિશેષ તેમાં ટકવાને કોઈ જીવન્ત તત્ત્વ દેખાતું નથી,

એ એક વિશેષ મુશ્કેલી પણ રહે છે. એટલે પૂજ્ય ગાંધીજી જે હરીફાઈ અને અંધાધૂંધીને કાઢવા માગે છે તે સમાજનાં મોટાં અનિષ્ટ છે એ ખરું પણ તેને દૂર કરી શકે એટલી વર્ણવ્યવસ્થામાં કોઈ સ્વયંપ્રવર્તમાન તંત્રશક્તિ જણાતી નથી. છતાં આખું પુસ્તક એક પ્રબળ વિચારપ્રેરક સામગ્રીથી ભરેલું છે અને દરેક વિચારક, હિંદુ કે અહિંદુ તે વાંચે એવી અમારી ભલામણ છે.

વૈશાખ ૧૯૯૧

## ધર્મમંથન

કર્તા પ્રકાશક ઉપર પ્રમાણે બાર આના.

પ્રકાશક કહે છે તેમ એક રીતે પૂજ્ય ગાંધીજીની સર્વ પ્રવૃત્તિમાં ધર્મદષ્ટિ રહેલી છે, પણ અહીં એવા લેખો આપેલા છે જેમાં તેમણે પોતે વાંચનારની ધર્મદષ્ટિને ઉદ્દેશીને કંઈક લખેલું હોય. ગાંધીજી આખા સમાજને માટે લખે છે એટલે સ્વાભાવિક રીતે જ તેઓ કોઈ સાંપ્રદાયિક મંતવ્યો ઉપર નહિ, પણ માનવની મૂલગત સામાન્ય ધર્મવૃત્તિ ઉપર પોતાનું વક્તવ્ય પ્રતિષ્ઠિત કરે છે. તેમનાં લખાણોની એક વિશેષતા—જે કદાચ બહુ સામાન્ય હોવાથી નજરે નહિ પડતી હોય—તે એ છે કે તેઓ અતિ બૃહત્ અને તે સાથે જ, કે તેટલા માટે જ, અતિ સાદી ધર્મવૃત્તિ કે નીતિવૃત્તિને જ સામાન્ય રીતે અપીલ કરે છે, જે વૃત્તિ દરેકમાં હોવા છતાં સામાન્ય માણસ, પૂર્વગ્રહોમાં કે માની લીધેલાં ડહાપણ કે વ્યવહારુપણામાં ગુમ થવા દે છે. એટલે કહો કે તેઓ સમાજની ધર્મવૃત્તિ ઉપર ચઢેલો મેલ ઘસીને કાઢી નાખે છે, અને અનેક પ્રશ્નોને જનતા સંમુખ ધરી પ્રસુપ્ત ધર્મવૃત્તિને જાગૃત કરે છે. આ પુસ્તકમાં ધર્મની મીમાંસા કે ફિલસૂફી જેવું થોડું છે, પણ આ લખાણોથી હિંદના જ નહિ પણ અત્યારની દુનિયાના એક અતિ જાગૃત ધાર્મિક પુરુષની સંમુખ આપણે ઊભા રહીએ છીએ, એટલા જાગૃત કે તેમની હાજરીમાં આપણે છેક જાગૃત ન થઈએ

તોપણ પૂર્વવત્ જડ નિદ્રા તો ન જ લઇ શકીએ. આવા પુસ્તકને વાંચવાની ભલામણ થવાની પણ જરૂર ન હોવી જોઈએ.
વૈશાખ ૧૯૯૧

## સ્મરણયાત્રા

લેખકઃ દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર. પ્રકાશક ઉપર પ્રમાણે. એક રૂપિયો.

શ્રીયુત કાલેલકરે ગુજરાતી સાહિત્યમાં ઘણો મોટો ફાળો આપેલ છે. તેમાં મોટો ભાગ પ્રાસંગિક લેખો કે મતપ્રચારાર્થ લેખોનો છે. આવા લેખો સાહિત્ય ન હોઈ શકે એમ અમારું કહેવું નથી, એટલું જ નહિ એમાં ગુજરાતીમાં સંગ્રહાઈ રહે એવું ઘણું સાહિત્ય છે એમ માનીએ છીએ. પણ લેખકની દૃષ્ટિનો ભેદ સમજાવવા અમે કહીશું કે સ્મરણયાત્રા એ એવા કોઈ દાષ્ટબિન્દુથી નથી લખાયું–શુદ્ધ લેખનના અથવા કહો કે સ્મરણના આનંદની ખાતર લખાયું છે. એ રીતે આ પુસ્તક એમનાં ‘હિમાલયનો પ્રવાસ’ ‘લોકમાતા’ વગેરેની પંક્તિનું છે. આપણા રસશાસ્ત્રજ્ઞોએ, આ કેવળ સ્મરણમાં પણ રસ રહેલો છે એ જોઈને જ, સ્મરણને રસના વ્યભિચારી ભાવમાં મૂકેલ છે.

પ્રયોજનમાં કર્તા કહે છે કે સામાન્ય લોકોનાં પણ આત્મચરિત્રો હોઈ શકે. અલબત આ પુસ્તક એક સામાન્ય માણસનું આત્મચરિત્ર લખવાની દૃષ્ટિએ જ લખ્યું છે. પણ બાળપણનાં નાનાં નાનાં કૃત્યોનાં સ્મરણો, તેના સંસ્કારો, તે સંસ્કારોની, અલબત અત્યારે, થયેલી સમજણ, તેનું પૃથક્કરણ, તેનો તલસ્પર્શ અને તેનું ભાષામાં નિરૂપણ એ કંઈ સામાન્ય નહિ—અસામાન્ય શક્તિનું લક્ષણ છે. કંઈ પણ દબાવ્યા વિના કે ગુપ્ત રાખ્યા વિના શ્રી. કાલેલકરે પોતાની કિશોરવય સુધીનું આત્મચરિત્ર અહીં આપેલ છે, અને તે કિશોરો તેમજ કિશોરોનાં માબાપો, શિક્ષકો અને સામાન્ય રીતે જીવનમાં અને સાહિત્યમાં રસ લેનાર સર્વને વાંચનયોગ્ય છે.
વૈશાખ ૧૯૯૧

# કેળવણીના પાયા

લેખકઃ કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, પ્રકાશકઃ જીવણજી ડાહ્યાભાઈ દેશાઈ, નવજીવન કાર્યાલય, અમદવાદ, એક રૂપિયો.

ગુજરાતીમાં જે વિરલ વિચારપૂર્ણ અને વિચારપ્રેરક પુસ્તકો લખાય છે તેમાં અમે આની ગણના કરીએ છીએ. આમાં આત્મ-કેળવણી અને અધ્યાપન કે શિક્ષણ બન્ને વિષયો આવી જાય છે. આમાં મનુષ્યસ્વભાવની મૂલગત શક્તિઓ અને વ્યાપારોને ઉદ્દેશીને લખેલું છે.

આ પુસ્તકની પહેલી આવૃત્તિની અમે લંબાણથી સમાલોચના§ કરી હતી તેમાં મુખ્યત્વે કલ્પનાશક્તિની કેળવણી વિશેના કર્તાના વિચારોની અને રમત વિશે કર્તાએ કશુંએ નથી લખ્યું તે સબંધી અમે ટીકા કરી હતી. આ નવી આવૃત્તિમાં કેટલાક ઉમેરા છે, પણ તેમાં પણ રમત વિશે કશું લખેલું જણાતું નથી. પણ આ પુસ્તક કોઈ પણ સમાલોચનામાં કરી શકાય તે કરતાં વધારે લંબાણથી ચર્ચા માગે છે. ગુજરાતના કેળવણીકારો અને વિચારકો આ ચર્ચા ચલાવે એમ અમે ઇચ્છીએ છીએ.

આવા પુસ્તકમાં એક લાંબી વિષયસૂચી જોઈએ જેથી કર્તા અમુક શબ્દ કયા અર્થમાં વાપરે છે, અને તે વિશે શું શું કહે છે તે અલગ કરીને જોઈ શકાય. કર્તાએ જૂના શબ્દોને ખાસ અર્થમાં વાપર્યા છે એટલે સૂચીની વિશેષ જરૂર છે.

આ પુસ્તકમાં કર્તાએ બધા વિષયો ઉપર સ્વતંત્ર જ વિચાર આપ્યા છે. આનો ઘણો ફાયદો છે—ખાસ એ કે પારકા અભિપ્રાયોથી વિચારો દબાઈ કે ડહોળાઈ જતા નથી. છતાં અમુકઅમુક સીમા ચિહ્નો મૂકનારા વિચારકો જેવા કે કાર્ડિનલ ન્યૂમેન, બર્ટ્રાન્ડ રસેલ, ફ્રોઇડ, મોન્ટીસોરી, વગેરેથી કર્તા કયાં કયાં ભિન્ન અભિપ્રાય ધરાવે છે તે પણ

---

§ જુઓ ગત પૃ. ૨૩૧.

સ્ફુટ કરવાની જરૂર રહે છે, જેથી કર્તાના અભિપ્રાયો વ્યવહારમ ક્યાં ક્યાં અસર કરે તે સ્ફુટ થાય.

આખું પુસ્તક મતમતાંતરોથી ઊર્ધ્વ રહી લખાયું છે. કર્તાને અમુક જીવનદૃષ્ટિ છે અને તે દૃષ્ટિથી તેમણે સર્વ વિષયો જોયા છે તેમની વિચારસરણીમાં એક વિજ્ઞાનશાસ્ત્રીનું ધૈર્ય અને તટસ્થતા અને સાથે એક ધાર્મિક પુરુષની શ્રેયોવાંછના જણાઈ આવે છે. અમે ઇચ્છીએ છીએ કે આ પુસ્તકોનાં મંતવ્યોની ગુજરાતમાં ચર્ચા ચાલે
વૈશાખ ૧૯૯૧

## જીવનશોધન

લેખક, પ્રકાશક અને કિંમત ઉપર પ્રમાણે.

આ પણ બીજી આવૃત્તિ છે. તેમાં મૂળની પહેલી આવૃત્તિ કરતાં ઘણો ફેરફાર કરેલો છે છતાં આ પુસ્તક વિશે પહેલી આવૃત્તિ માટે અમે કહ્યું હતું§ તે જ મુખ્યત્વે કહેવાનું છે. આ પુસ્તકમ આપણાં સાંખ્ય યોગ વેદાન્ત વગેરે દર્શનોના અભિપ્રાયો આપી તેન પરીક્ષા કે શોધન કરેલું છે અને છેવટે કર્તાએ પોતાનો નિર્ણય કહેલો છે. આ પદ્ધતિ જૂની ભાષ્ય પદ્ધતિ નથી કારણકે ભાષ્યપદ્ધતિમ ભાષ્યકાર મૂળના વાક્યને કદી છોડી શકતો નથી, તે પોતાની મર જીમાં આવે તે અર્થ કરી શકે છે, પણ પ્રમાણ ગણાયેલા પુસ્તકન વાક્યને ખોટું કહી શકતો નથી. શ્રી મશરૂવાળાએ સ્વતંત્ર રીતે મૂળ પુસ્તકથી પણ ભિન્ન અભિપ્રાય દર્શાવેલ છે, એટલું જ નહિ, પણ ક્વચિત્ તેમણે મૂળનો પરંપરાગત અર્થ પણ છોડીને નવો અર્થ કરેલો છે, અને તે ઉપરાંત જ્યાં પોતાને યોગ્ય લાગ્યું ત્યાં કેવળ પોતાનો સ્વતંત્ર અભિપ્રાય ટાંકેલો છે. હવે આ સંબંધી અમારે એ કહેવાનું છે કે તેમણે જૂના મતો આપીને તેની પરીક્ષા કરવાને બદલે સ્વતંત્ર રીતે પોતે શું માને છે તેની જ ચર્ચા કરી હોત તો વધારે સારું. કારણકે આ પુસ્તક મોટું છે છતાં બધાં દર્શનોના મતોને

§ જુઓ ગત પૃ. ૨૨૬.

પરીક્ષા કરવાને તે ઘણું નાનું પડે. વળી અમુક એક જ સૂત્રનો જુદો અર્થ કરવાને માટે પણ આખા ગ્રન્થનો અર્થ કરી આપવો પડે ને આટલી જગામાં એ ન જ થઈ શકે. એટલે આ પુસ્તકમાં બે ભિન્ન પ્રવૃત્તિઓ ભેગી છે તે જુદાં નિરૂપણ માગી લે છે. કર્તા સ્વતંત્ર ચર્ચા કરવામાં પણ જૂનાં શાસ્ત્રોનું પ્રમાણ જ્યાં તેમને સમર્થક હોય ત્યાં ટાંકી શકત, પણ આવું નિરૂપણ અમુક શાસ્ત્રની ભોંય ઉપર ઉપાડવું અને તે સાથે તે શાસ્ત્રના અર્થો જુદી રીતે કરવા અને તે શાસ્ત્રના મતોનું ખંડન મંડન પણ કરતાં જવું એમ કરવાથી વિષયનું વૈશદ્ય ઘટે છે અને વિષય વધારે અઘરો બને છે.

પણ કર્તાએ સ્વીકારેલી પદ્ધતિથી એક ફાયદો થયો છે તે અમારા ધ્યાન બહાર નથી. આ પદ્ધતિથી તેઓ યોગ, સમાધિ, વૈરાગ્ય વગેરે શબ્દો વિશે લોકોમાં જે ગેરસમજૂત અને વહેમ ચાલે છે તેનું શોધન કરી શક્યા છે. પણ અમે જે પદ્ધતિની સૂચના કરીએ છીએ તેમાં પણ એ બની શક્યું હોત જ.

આ પુસ્તકની વિચારસરણી મુખ્યત્વે બુદ્ધિગમ્ય એટલે તર્કપદ્ધતિની છે. પણ ઈશ્વરને તેઓ શ્રેયાર્થીના સ્વાભાવિક આલંબન તરીકે, એક સ્વયંસિદ્ધ શક્તિ તરીકે સ્વીકારે છે. આ એક સ્વીકાર સિવાય તેમણે એવો કોઈ ખાસ સ્વીકાર કર્યો નથી. ગણવો હોય તો સમાજ-શ્રેય એ જીવનનું ધ્યેય તેમણે સ્વીકારેલું છે તેને ગણી શકાય. આટલા સ્વીકાર ઉપર તેમણે પોતાના અનુભવથી અને શુદ્ધ તર્કથી આ આખું પુસ્તક લખેલું છે. અને તેમાં પ્રાચીન ધર્મની (તેમનો શબ્દ વાપરીએ તો અનુગમોની) માન્યતાઓ વિરુદ્ધ પણ તેમણે બહુ સ્પષ્ટ-પણે પોતાનો અભિપ્રાય બતાવેલો છે.

પુસ્તક શ્રેયાર્થીએ મનન કરવા યોગ્ય છે. જૂનાં દર્શનોની તેમાં ચર્ચા છે પણ દૃષ્ટિ આધુનિક છે, તર્કપદ્ધતિ પણ આધુનિક છે. આ પુસ્તકના વસ્તુને કર્તા હજી સરલ રીતે નિરૂપે તો વિચારકોને વિશેષ ઉપકારક થાય. પુસ્તકને અંતે એક સવિસ્તર સૂચીની જરૂર છે.

વૈશાખ ૧૯૯૧

## ઊધઈનું જીવન

અનુવાદકઃ કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા. પ્રકાશક ઉપ૨ પ્રમાણે. દસ આના.

કવિફિલસૂફ મોરિસ મેટરલિંકના ફ્રેંચ ઉપરથી અંગ્રેજી થયેલ પુસ્તકનું આ ભાષાન્તર છે. વિષય અને ભાષા એટલાં રસિક છે કે આખું પુસ્તક આદિથી અંતસુધી એકસરખા કુતૂહલથી વાંચી શકાય. મૂળકર્તા અને ભાષાન્તરકાર બન્નેને આમાં રસ છે, તે ચૈતન્યના એક પ્રકારના અવિષ્કારને સમજવાના પ્રયત્નનો છે. શ્રી મશરૂવાળાએ ઊધઈના જીવન ઉપરથી સ્વતંત્ર મીમાંસાનું એક પ્રકરણ ઉમેર્યું છે તે પણ એટલું જ સમજવા જેવું છે. તેમણે આ ઊધઈના જીવન ઉપરથી માનવજીવનની પોતાની ફિલસૂફી ઉપર સારો પ્રકાશ પાડયો છે. અમે સર્વને વાંચવાની ભલામણ કરીએ છીએ.

વૈશાખ ૧૯૯૧

## ગીતામન્થન : ગીતાધ્વનિ

લેખકઃ ઉપર પ્રમાણે પ્રકાશકઃ રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. કિંમત ૧–૪–૦ ગીતાધ્વનિઃ લેખકઃ ઉપર પ્રમાણે. પ્રકાશકઃ નવજીવન મંદિર બે આના.

ગીતામન્થન ‘સાવ અભણ નહિ, સાવ બાળક નહિ, અને બહુ વિદ્વાન પણ નહિ એવાં સ્ત્રીપુરુષ શ્રોતાઓને દૃષ્ટિમાં’ રાખી લખેલું છે. તેમાં મૂળ ગીતાનો અર્થ સ્ફુટ કરવા મૂળ વસ્તુને વિસ્તારી છે, તેમાં ઉમેરા કર્યા છે અને જરૂર પડી ત્યાં ત્યાં વચમાં ઉપોદ્ઘાતો આપેલા છે.

આ વિવરણની શૈલીમાં મૂળનું કાવ્ય ઢંકાઈ જાય એ સ્વાભાવિક છે પણ આ પુસ્તક એક સાથે સળંગ વાંચવાનું નથી, પણ હમેશાં ગીતાપાઠ સાથે કટકે કટકે વાંચવાનું છે એ યાદ રાખવું જોઈએ.

કેટલીક જગાએ ગીતાના પરંપરાથી થતા આવેલા અર્થોથી ભિન્ન અર્થ કર્તાએ કરેલો છે જેમકે પહેલા અધ્યાયમાં आततायिन् શબ્દનો અને બીજા અધ્યાયમાં ૭૦ મા શ્લોકનો. એમના અર્થો સાથે બધા સંમત ન થાય ( અમે નથી થઈ શકતા ) તોપણ તે અર્થો વિચારવા યોગ્ય તો છે જ.

શ્રી કિશોરલાલભાઈનાં અહીં નોંધ લીધેલ બધાં પુસ્તકમાં તેમના પોતાના અનુભવનો શુદ્ધ રણકાર અમે સર્વત્ર જોઈએ છીએ. તેમનાં પુસ્તકો જોતાં, ધર્મમાં પેસી ગયેલું અને વહેમથી માનીને સેવ્યા કરેલું 'અગમ્ય' નીકળી જાય છે અને આપણા સમાજની વેવલાઈ અને ધર્મઘેલછા જોતાં તે નીકળી જવું જોઈએ એમાં સંદેહ નથી. પણ ધર્મમાં બ્રહ્મદશામાં આત્મપ્રતીતિમાં ખરેખર કશું જ અગમ્ય નહિ હોય, એટલે કે અત્યારસુધીના સામાન્ય વ્યવહારમાં મેળવેલા અનુભવથી કોઈ કેવળ ભિન્ન પ્રકારનો અનુભવ નહિ જ હોય એટલો પ્રશ્ન મનમાં થાય છે,—જોકે અમે તેનો જવાબ આપવાને અધિકારી નથી, અને અમારો પણ વ્યવહાર—અનુભવ એમની વિચારસરણીથી ભિન્ન કોઈ સરણી સૂચવી શકતો નથી.

ગીતાધ્વનિ એ મૂળગીતાનું સમશ્લોકી—લગભગ સમશ્લોકી, ભાષાન્તર છે. 'લગભગ' એટલા માટે કે ક્યાંક મૂળ કરતાં છાયા વિસ્તારી થઈ છે અને ક્યાંક નવા શ્લોકો કૌંસમાં ઉમેરેલા છે. ભાષાન્તર ઘણું જ સરલ છે. છતાં કર્તાએ વધારે સરલ પાઠાન્તરો નિમન્ત્રેલાં છે, અને અમને નોંધ લેતાં હર્ષ થાય છે કે કેટલાક ગીતાપ્રેમી ભાઈઓ જેમને છન્દ સાધ્ય છે તેઓ આ કામ અત્યારે કરે છે, અને તેથી નવી આવૃત્તિ વધારે સુપાઠ્ય થશે એવી આશા છે.

વૈશાખ ૧૯૯૧

# ખોવાયેલા તારા

અનુવાદકઃ ઠીકુભાઈ રતનજી દેસાઈ. સોલ એજન્ટ્સઃ ગૂર્જ
ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. દોઢ રૂપિયો.

યુરોપના જુદા જુદા દેશોના તેમ જ બંગાળા અને મહારાષ્ટ્ર
લેખકોની વાર્તાનો આ સંગ્રહ છે. એવડા મોટા સાહિત્યમાંથી આ
સંગ્રહ થયો છે કે તે તે દરેક સાહિત્યમાંની આ ઉત્તમ કે પહેલ
પંક્તિની કૃતિ છે અથવા તે તે દેશના સાહિત્યની આ લાક્ષણિક વાન
છે એમ કહેવું એ ઘણું મોટું સાહસ ગણાય. પણ બધી વાર્તા
જુદા જુદા દૃષ્ટિબિન્દુથી અને જુદા જુદા પ્રકારના વાચકોને રસિ
લાગે એવી છે. આવી વાર્તાઓને જરૂર આપણા સાહિત્યમાં સ્થાન દે

આ વાર્તાઓ એક બીજાથી અમને એટલી બધી ભિન્ન પ્રક
રની લાગે છે કે તેમાંથી ઉતમ કઈ છે તે કહેવાનો પ્રયત્ન કરવા
માત્ર કહેનારની અંગત પસંદગી અને રુચિ જાણવામાં આવે. આમાં
'ભાંગેલી દિલરૂબા' 'પુલિન' 'કૂતરાનો પટો' જેવી અમને લાગણી
અતિરેકની વાર્તા જણાય છે—જાણે કે લાગણીવાળો માણસ આ
દુનિયાનાં અનેક બળોમાં પોતાની સંભાળ પોતાની મેળે ન જ લઈ શ
અને દુનિયાનાં સંઘર્ષણોમાં તેનો નાશ જ થાય એમ બતાવીએ ત્યારે
લાગણી બતાવી કહેવાય ! એવું માનસ આ વાર્તાના સર્જન નીચે રહે
છે અને એ માન્યતા અમને આ જગતનું એ વિષયનું આખું સ
બતાવતી લાગતી નથી. અમને એમાં એ સત્યની રોગિષ્ઠ વિકૃ
માલૂમ પડે છે અને એ બાબત અહીં સ્પષ્ટ રૂપે કહેવી અમે એટ
માટે ઉચિત ધારીએ છીએ કે આપણા ઘણા લેખકો જાણે પાત્ર
લાગણી વ્યક્ત કરવાની આ એક જ રીતિ હોય એમ વાર્તા
લખે છે. તેથી વાર્તામાં મૃત્યુનો જોઈએ તે કરતાં ઘણો વધ
ઉપયોગ થાય છે. 'મરઘીનાં બચ્ચાંની વાત' અને 'સિદ્ધિ' સ્ત્રીપુ
ઉપર કામનું સામ્રાજ્ય બતાવે છે, પણ એમાંથી સ્પષ્ટ રીતે પહેલી

સ્ત્રીજાતિની વધારે કડકાઈથી મશ્કરી થયેલી છે. અલબત બન્ને વાર્તા લખનારા જુદા છે પણ આ માનસ પુરુષલેખકોમાં રહેલું છે તે ધ્યાન દેવા જેવી વાત છે. 'બે બહેનપણીઓ' અને 'બુલબુલનું ગુલાબ' માનવોના કામની બેહૂદી બાજુ તિરસ્કારપૂર્વક બતાવે છે. 'ખોવાયેલા તારા' અને 'બુઢ્ઢો કરે તે સારું જ કરે' પ્રસન્ન લગ્નપ્રેમની વાર્તાઓ છે. 'બાબુનો બાપ' સ્ત્રી અને પુરુષના કામસંબંધમાં પુરુષ સ્ત્રીને છેતરી કેવી કરુણ સ્થિતિમાં મૂકી દે છે, અને સમાજ સ્ત્રીને કેવો અન્યાય કરે છે તેની સુંદર વાર્તા છે. 'દેવદત્તની નાળિયેરી' અને 'મેના' સ્ત્રીપુરુષના પ્રેમની દૈવે કરેલી કરુણ દશાની વાર્તાઓ છે. 'સૈયદ' પશ્ચિમનાં, પરદેશ ઉપર રાજ્ય કરતાં સામ્રાજ્યો, પરતંત્ર પ્રજા તરફ કેવાં હત્યારાં છે તે બતાવે છે. 'ખુશબોદાર નામ' અદ્દ્ભુત ચમત્કારથી માનવીની મહત્તા બતાવે છે. 'જીવતી પ્રતિમા' આખું શરીર રોગથી અક્કડ થઈ ગયેલ પોતાના શરીરમાં જ યાવજ્જીવન કેદ પકડાઈ ગયેલ અને એ સ્થિતિમાં પણ વિષાદ, નિરાશા, દુઃખ વગેરે સર્વ ઉપર વિજય મેળવી સદા આનંદમાં રહેનાર એક છોકરીની વાર્તા છે. વેદાન્ત જેને આત્માનંદ કહે છે તેનું યોગિગમ્ય સ્વરૂપ ગમે તે હોય પણ વ્યવહારમાં તો આ કુમારિકાએ જ આત્માનંદ પ્રાપ્ત કર્યો છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી. 'જમરાજ અને વૈદરાજ' જમરાજને છેતરનાર પણ છેવટે જમરાજથી હારી જનાર એક હોશિયાર ઠગની રમૂજી વાર્તા છે. 'હીરાની કમાણી' દાક્તરોના દુરાગ્રહની મશ્કરીની એક સુંદર વાર્તા છે. 'નૂરમિયાં અને તેમનાં ઘડિયાળો' લોકોત્તર ચમત્કારવાળી અને વાંચવી ગમે તેવી વાર્તા છે પણ અમને તે અર્થ વિનાની જણાઈ છે. તેવી જ રીતે 'મોતનું ઝાડ' પણ એવા જ ચમત્કારવાળી છે. તેમાં કંઈક પ્રતીક અભિપ્રેત હોય એમ વહેમ પડે છે પણ પ્રતીક સ્પષ્ટ થતું જણાતું નથી.

આ વાર્તાઓ શુદ્ધ ભાષાન્તર નથી, પણ કર્તાએ તેને ગુજરાતી સ્વરૂપ આપેલું છે અને એમ કરવામાં રસને હાનિ ન થાય માટે

થોડા ફેરફારો કરેલા છે. એક સિદ્ધાન્ત તરીકે વાર્તામાં આવા ફેરફારો કરવાની અમે વિરુદ્ધ છીએ, અને ગમે તેવા કુશળ લેખકને હાથે આવા ફેરફારોમાં ક્યાંક પણ કચાશ રહી જ જાય એમ અમે માનીએ છીએ. જ્યાં વાર્તામાં વાર્તાની ભૂમિકા આછી વાસ્તવિકતાની હોય અને ઉપરનું ચણતર પણ ઝાંખી જ વાસ્તવિકતાનું હોય ત્યાં અનુવાદકના આવા ફેરફારોથી હાનિ થવાનો સંભવ નહિ જેવો જઃ જેમકે આ સંગ્રહની પહેલી વાર્તા 'ખોવાયેલા તારા' માં ભૂમિકા અને ચણતર બન્ને આછી વાસ્તવિકતાવાળાં છે. પણ એવી જ એક બીજી સુંદર વાર્તા લોઃ 'જીવતી પ્રતિમા'. આમાં ચણતર એટલું બધું વાસ્તવિકતાવાળું નથી. પણ મૂળ ભૂમિકા ઘન વાસ્તવિકતાવાળી હોવાથી અનુવાદમાં ચિન્ત્ય સ્થાનો આવ્યા વિના રહ્યાં નથી. પ્રથમ તો, શિકારીને માટે વરસાદ આફતરૂપ થઈ પડે, એ વરસાદ એટલી બધી વાર આવે કે તેથી વૉટરપ્રુફ ટોપીઓ સાથે લેવી પડે અને તેમાંથી 'કોરો માછી અને ભીનો શિકારી' એમ કહેવત ઉત્પન્ન થાય એ રશિયામાં જ બને. આપણા દેશમાં અને ગુજરાતમાં અંગ્રેજ શિકારીઓ પણ કદી વૉટરપ્રુફ ટોપીઓ સાથે લઈ જતા નથી. અને શિકારનો અનુકૂળ વખત મુખ્યત્વે કોરી ઋતુઓ શિયાળો ઉનાળો, અને તેમાં પણ ઉનાળો જ છે. વળી આ રજપૂત શિકારીને માની નાની સરખી જાગીર નજીક છે તે ખબર ન હોય એ વાર્તાના વાતાવરણવાળા ગુજરાતમાં ન બને. (કામરૂ દેશની વાર્તામાં બને પણ ત્યાં વાતાવરણ તદ્દન જુદું.) અને મધપૂડા રાખવા અને મધુપૂડા સુધીની કેડી એ આપણા દેશમાં હજી બન્યું નથી. અને "શિયાળામાં જરા આકરું પડે ખરું કારણકે તે વખતે અંધારું ખૂબ હોય છે." એ સ્થિતિ પણ રશિયામાં શક્ય છે—ગુજરાતમાં નહિ. સુરેખાનું પાત્ર એટલું આછી વાસ્તલિકતાવાળું—જોકે તેથી અસત્ય એમ જરાપણ કહેવાનો આશય નથી—છે કે મૂળ પાત્રને બદલે સુરેખા રાખીએ તેમાં કશું જ ખોટું નથી.

આવી અસંગતતા સામાન્ય નજરે નાની દેખાય પણ રસાસ્વાદમાં તે બહુ વિઘ્નકર્તા નીવડે છે. એક રીતે એમ કહી શકાય કે કલાનું કામ વિશિષ્ટ રીતે આકાંક્ષા ઉત્પન્ન કરીને તેને વિશિષ્ટ રીતે તૃપ્ત કરવાનું છે. દરેક વાર્તાકાર એવી રીતે વાર્તા ઘડે છે કે તે પોતે ધાર્યું હોય તે જ જગાએ આકાંક્ષા ઉત્પન્ન કરે અને પોતે ધાર્યું હોય તે જ રીતે તેને તૃપ્ત કરે. આવા અનુવાદોમાં મૂળ લેખકે ન ધાર્યું હોય એવી રીતે અને એવી જગાએ આકાંક્ષા ઉત્પન્ન થાય છે: જેમકે વાર્તા ચાલતાં જરૂર થાય કે શિકારીને વળી વરસાદ આટલો બધો શા માટે નડે,—અલબત વાર્તાને ગુજરાતમાં મૂકી છે માટે,—તેને પોતાના મોસાળની ખબર કેમ ન હોય, વળી મધપૂડા સુધી જવાને કેડી શા માટે, સુરેખા શિયાળામાં અંધારાની શા માટે વાત કરે છે ? વગેરે. અને મૂળ કલાકારને આ જગાએ જરાપણ આકાંક્ષા જાગૃત કરવાની ઉદ્દિષ્ટ ન હોય એટલે આ આકાંક્ષા પછી તૃપ્ત થયા વિનાની જ રહી જાય. અને રસાસ્વાદમાં આ બધાં વિઘ્નો છે.

છેલ્લી વાર્તા 'માધુનો બાપ' પણ આપણા દેશમાં એ રીતે ન બને એવી વાત છે, અને શ્રીયુત કાલેલકરને પણ છેવટના ભાગમાં વધારે સંયમ ઇષ્ટ લાગ્યો તેનું કારણ પણ અમને વાર્તાનું દેશાન્તર થયું છે તે જ લાગે છે. મોપાસાંના દેશમાં—ફ્રાન્સમાં—બાળકના સાંભળતાં કે દેખતાં માબાપ પરસ્પર ચુંબન કરે તે અયુક્ત નથી ગણાતું.

આ જ બાબતને એક બીજી રીતે કહી શકાય. વાંચનાર પુખ્ત જ્ઞાનવાળો સંસ્કારી હોય તેને ઉપર જણાવ્યું છે તેમ વાંચવામાં અનુદ્દિષ્ટ સ્થાને આકાંક્ષા થાય, પણ બિન-અનુભવી વાંચનાર, જે આવી વાર્તાઓ મારફત પોતાના દેશને સમજે છે, તેને વાસ્તવિક દુનિયા સમજવામાં વ્યામોહ થાય. અંગ્રેજી કેળવણી લીધેલો માણસ આપણા દેશમાં પરદેશી જેવો લાગે છે, તે કશું સમજી શકતો નથી, એનું એક કારણ તેણે પોતાની દુનિયા અંગ્રેજી કલાકૃતિઓથી ઘડી હોય છે એ પણ છે. છેવટ એમ ન થાય તો તેને કલાની દુનિયા અને

વ્યવહારની દુનિયા એ મેળ વિનાની લાગે. બન્નેના અનુભવો તેને પરસ્પર વિસંવાદી લાગે.

બધી વાર્તાઓ જોતાં એક વાત સ્પષ્ટ થાય છે. વાર્તાઓ પસંદ કરવામાં માત્ર રસનું ધોરણ રાખેલું છે, છતાં તેમાં મોટી સંખ્યા દાંપત્યસંબંધ વિશેની છે,—થોડી જ વાર્તા વિચિત્ર માનસની છે, એક બે પરતંત્ર દેશોની છે. એ એમ બતાવે છે કે શૃંગારને આદિરસ કહ્યો છે તે નિષ્કારણ નથી. પણ અહીં અમે શૃંગાર શબ્દ શૃંગારચેષ્ટાના અર્થમાં નહિ પણ વિશાલ અર્થમાં વાપરીએ છીએ તે વાંચનારની ધ્યાન બહાર નહિ રહ્યું હોય.

આ વાર્તાઓ સ્વાભાવિક રીતે રસથી વંચાશે એમ માનીએ છીએ.
આષાઢ ૧૯૯૧.

## સ્નેહસંભ્રમઃ પીડાગ્રસ્ત પ્રોફેસર

લેખકઃ કનૈયાલાલ મુનશી, પ્રમુખ સાહિત્ય સંસદ; પ્રકાશકઃ આર. આર. શેઠની કું; બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ; કિંમત દરેકની રૂા. ૧–૪–૦

પહેલી કૃતિ એક વાર્તાના રૂપમાં છે અને બીજી તે જ વાર્તામાં નહિ જેવો ફેરફાર કરી નાટકરૂપમાં છે. વાર્તા જોતાં પણ તરત સમજાય એમ છે કે તે પ્રહસન છે.

એ અસમાન શીલનાં દંપતીમાં, એકમાંના પુરુષ અને બીજાની સ્ત્રીના, વેતરાઈ ગયેલા જીવનને ફરી સારું કરવાના મિથ્યા ઉધામામાંથી આ નાટકનો હાસ્ય આવે છે. પ્રો. પ્રીતમ અને ધનકોરમાં, ધનકોર પ્રેમ કરવાને અશક્ત અને વધારે માંદી પડી પ્રીતમ પર હકો વધારે છે, અથવા હકો વધારવા માંદી પડે છે, અને બન્નેનાં જિવતર ખરાબ કરે છે. બીજી બાજુ શરીરે પાટા બાંધી મજબૂત દેખાતા, અને પોતે બેવકૂફ બની આ બેવકૂફીભર્યા જગતમાં અત્યારસુધી ફાવેલા સમશેર બહાદુર સાથે પાનાં પડેલી કેળવાયેલી વસુંધરા છે.

સમશેરબહાદુર પૈસેટકે સુખી હોઈ પોતાની રૂપાળી બૈરીનો ઉપયોગ મુંબઇમાં પ્રતિષ્ઠા વધારવા કરે છે તેમાં પરિણામે પ્રીતમ અને વસુનો મળવાનો યોગ થાય છે. અહીંથી વાર્તામાં એક પછી એક હાસ્યજનક દૃશ્યો ઊભાં થાય છે. ધનકોર, હમેશાં પતિ પર વહેમાયેલી, તેના જેવી માંદી અને દુનિયાને નહિ ઓળખનાર જ કરે એવા સાહસથી, સમશેરબહાદુરને ઘેર જઈ તેના દીવાનખાનામાં વસુંધરાને સંભળાવી આવે છે. સમશેરબહાદુર પ્રોફેસર પાસે માફી મગાવવા આવે છે ત્યારે જાણે હાસ્યના એક કેન્દ્રનું દૃશ્ય પૂરું કરવા લગભગ બધાં પાત્રો ભેગાં થાય છે. ખોટી બડાશમાં માફીની માગણી કરતા સમશેરબહાદુર, મીઠાશ વધારવા પ્રયત્ન કરતો પ્રોફેસર, વસ્તુસ્થિતિ સમજવાને તદ્દન નાલાયક પણ ઉશ્કેરાયેલી સ્થિતિમાં, તાજા કઢાવેલા દાંતના દુઃખે શિશકારા કરતી વચમાં વચમાં બોલતી ધનકોર. અને સમશેરબહાદુરને જામનગરના ખવાસ ‘ પ્રેમાના જોરુ ’ તરીકે ઓળખી કાઢતી જાજરમાન જસકોરકાકી, આ દૃશ્યને નાટકનું એક કેન્દ્ર બનાવે છે. નાટકના હાસ્યનું બીજું કેન્દ્ર કાકાજીના ચીંચણના બંગલામાં પઠાણવેષે છબીલદાસ સમશેરબહાદુરને બેઆબરૂ કરે છે તે છે. આ મશ્કરી ઘણી જ ભયંકર છે, અને પરિણામે વસુંધરાની મૂર્ચ્છાથી ભયંકર બને છે—માત્ર સમશેરબહાદુરની મૂર્ખતાને લીધે આ દૃશ્ય ફારસમાં અનુચિત બનતું અટકી જાય છે. પણ સમશેરબહાદુર જેવા મૂર્ખમાં પણ ક્યાંક છુપાયેલી કુનેહ રહેલી છે, અને તેથી પ્રોફેસર સાથે નાસી જવા તૈયાર થયેલી વસુંધરાને તે પટાવી ફોસલાવી મુંબઈથી ખસેડી લે છે અને પ્રોફેસરને અંતે બનાવી જાય છે. વસુંધરાની બેવડી નબળાઈ—સમશેરબહાદુરની પત્ની હોવા છતાં પ્રોફેસરનો સહચાર ઇચ્છવો, તેની સાથે નાસી જવા તત્પર થવું, અને છેવટે પોતાના પ્રેમના અવિશ્વાસથી અને દુનિયાના એશઆરામ ખાતર સમશેરબહાદુર સાથે જ રહેવાનું નક્કી કરવું, અને સમશેરબહાદુરના પાત્રમાં મૂર્ખતા, દંભ, ડંફાસ, કુનેહ વગેરેનું અદ્ભુત

મિશ્રણ, કર્તાએ કૌશલથી બતાવેલું છે. છેવટે ધનકોરનું એકદમ બદલાઈ જવું એ જરા નાટકી છે પણ આવા ફારસમાં અનુચિત નથી. આખું નાટક આપણા જમાનાના સમાજના અમુક સ્વભાવનું સાચું પૃથક્કરણ અને મૂર્તદર્શન છે.

વાર્તામાં આવતું વ્હીસ્કી પીતું કાકાજીનું પાત્ર, જેમના કૂવામાંથી ફૂટલી બાટલીઓ નીકળે છે તે 'ટેકરાના મુનશી'ઓમાં આવતી એ જ હકીકતનું સ્મરણ કરાવે છે અને કર્તાનો અનુભવ તેની કલાકૃતિમાં કેવી રીતે ઊતરી આવે તેનું કૌતુક હોય તેણે નોંધવા જેવો છે.

આસો ૧૯૯૧

## અમે બધાં

લેખક: ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે; પ્રકાશક: મૂળશંકર સોમનાથ ભટ્ટ, રાવપુરા, વડોદરા.

આપણા સાહિત્યમાં બે લેખકોએ ભેગાં થઈ લખેલું આ પહેલું જ પુસ્તક છે અને શકિતઓ ભિન્ન છતાં, સહકારથી આવી કૃતિ આપી શકયા તેને માટે બન્નેને ધન્યવાદ ઘટે છે.

બન્ને આપણા સાહિત્યમાં વિનોદી લેખો અને પુસ્તકોના લેખકો તરીકે આ પહેલાં પ્રસિદ્ધ છે, અને પુસ્તક બન્નેના જશમાં વધારો કરે એવું છે.

પુસ્તકમાં એક સુખી મધ્યમ કુટુંબના બાળકની, જન્મથી તે લગ્ન સુધીની વાત આવે છે. આ બાળક તો કંઈક અંશે અનેક વાતોને અને પ્રસંગોને પરોવવાનું સૂત્ર છે. બાકી તેની આસપાસ કામ કરતાં અનેક પાત્રો જ મુખ્યત્વે હાસ્યનિષ્પાદક છે. એ બધાં પાત્રો આપણા સમાજના નમૂના (types) છે. પ્રસંગો પણ સામાન્ય હમેશ બનતા છે, અને તેમાં જ રહેલી માણસની અભિમાનિતા, અને તેથી થતા મિથ્યા પ્રયત્નોની આમાં મુખ્યત્વે મશ્કરી છે. જગતમાં અભિમાનિતા હમેશાં હાસ્યાસ્પદ છે. પણ લેખકોની ખૂબી એ છે કે પાત્રોને હાસ્યાસ્પદ બનાવ્યા છતાં, તેમને એ પાત્રો તરફ તિરસ્કાર નથી.

ઊલટો, કંઈક માણસમાત્રમાં નિર્બળતા છે એ ભાવનામાંથી ઉત્પન્ન થતો, સમભાવ છે. અને એ જ સમભાવ વાંચનારના દિલમાં પણ થાય છે. વાંચનાર આ પાત્રોની વાતો વાંચતાં, તેના તરફ હસતાં પણ તેને ચાહતો જાય છે. બીજી રીતે કહીએ તો પાત્રો તરફ હસતાં કંઈક પોતા તરફ પણ હસતો જાય છે.

આપણા જૂજ વિનોદસાહિત્યમાં આ એક અગત્યનો ઉમેરો છે.
આસો ૧૯૯૧

## શિશુ અને સખી

લેખક : કનૈયાલાલ મુનશી, પ્રમુખ સાહિત્ય સંસદ; પ્રકાશક : આર. આર. શેઠની કું. : બૂકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ; રૂા. ૧–૮–૦.

શ્રીયુત મુનશી વિશે કહી શકાય કે તેમણે અનેક શૈલીનો પ્રયોગ કર્યો છે અને તે દરેકમાં સફળ થયા છે. આ કૃતિમાં તેમણે એક નવી જ શૈલીનો પ્રયોગ કર્યો છે, જેને તેમણે પોતે એક પ્રકારની ડોલનશૈલી કહેલી છે. તે કવિ ન્હાનાલાલની અપદ્યાપદ્ય ડોલનશૈલીની બહુ નિકટ જાય છે, અને કર્તાએ પોતે કહ્યું છે તેમ તે એક પ્રકારની રાગયુક્ત ગદ્યશૈલી જ છે.

આ શૈલી ઘણી જગાએ કવિ ન્હાનાલાલને મળતી છે, તો ઘણી જગાએ તેમાં શ્રી મુનશીની વિશિષ્ટતા જણાય છે. થોડા દાખલા લઇએ.

" ખેંચાયલા ચાપ સમો, તૈયાર ને તરવરતો, શક્તિનાં શર ફેંકતો તે ચાલ્યો.

× × ×

" પ્રશંસકો ને મિત્રોથી સંવૃત્ત[1] તે સત્તાનું લોહી ચાખતો બેઠો."

× × ×

" વિલંબથી સત્યને ડામવું, નિર્ધનને ધનભારે કચરવો, સત્ય શોધાય તે પહેલાં વિજય ખૂંચવી લેવો:—આ ન્યાયપદ્ધતિનાં મુખ્ય અંગ તે શીખ્યો."

---

૧ સંવૃત જોઈએ.

"શિશુ અને સખી વણજુદાં હતાં, ત્યાં જુદાં થતાં, છાતીફાટ રડયાં. તેમનું કારમું રુદન વિશ્વમાં વ્યાપી રહ્યું. દિગ્પાલો કાંપ્યા; આકાશનું આક્રન્દ માયું નહિ; ઉષા આંસુ સારતી નિસ્તેજ બની."

આ શૈલી આપણા સાહિત્યમાં પ્રયોગરૂપ ગણાઈ છે, પિંગલની દૃષ્ટિએ તેણે ધ્યાન ખેંચ્યું છે માટે આ શૈલીનું ડોલન એક જગાએ નિયમિત બને છે તેનો દાખલો પણ જરા જોઈએ. તે ડોલન સ્વાભાવિક રીતે મનહર કે કવિતની નિકટ જાય છે એ ધ્યાન ખેંચે એવું છે. અમે તેને ખાસ એ છન્દને રૂપે નીચે લખીએ છીએ :

સુશોભન ભુવન કરો; રંગને બેરંગ પુરો;
નવપટના તોરણોને બારે બારે બાંધી દોને;
આવી હો, આવી હો, હૈયા કેરી હાર જો !
રખે રહી જાય કંઇ; રજ કંઇ છુપાય અહીં;
શોભા ઓછી થાય નહીં સૌંદર્ય સોહાય સહી.
આવી હો, આવી હો, હૈયા કેરી હાર જો !
કુસુમની માલ લાવો; સુગંધી સુવાસ બહાવો;
દીપકમાં તેજ ભરો, કુંકુમના સાથ પુરો;
આવી હો, આવી હો, હૈયા કેરી હાર જો ! પૃ. ૧૦૪

કવિશ્રી ન્હાનાલાલની શૈલીનું ભયસ્થાન વાગ્ડંબર છે. એ અપદ્યાગદ્ય શૈલી કઇ ઘડીએ શબ્દપ્રાચુર્ય, અને શબ્દસાધ્ય અતિશયોક્તિમાં ઊતરી પડશે તે કહેવાય નહિ. આ ગદ્યકાવ્યમાં પણ છેવટનો ભાગ, ખાસ કરીને તેજ:પુરુષ વાર્તામાં પ્રવેશ કરે છે તે સર્વ ભાગ વસ્તુમાં નિર્બળ અને વાગ્ડંબરવાળો થઈ ગયો છે.

શ્રીયુત મુનશીની ઘણીખરી કૃતિઓમાં સંયમ અને સ્વૈરાચારના સમન્વયનો અભાવ—જે તેમની કૃતિઓમાં અનીતિના આક્ષેપને અવકાશ આપે છે—તે અહીં પણ છે. પણ તે વિષય અલગ નિરૂપણ માગે છે તે અહીં નહિ ચર્ચીએ. પણ આ કૃતિને એક બીજા જ દૃષ્ટિબિંદુથી જોવાની જરૂર છે તે તરફ ધ્યાન ખેંચીએ છીએ. અમે ઉપર જણાવી ગયા કે આ કૃતિ એક શૈલીની દૃષ્ટિએ સફળ

ગણાવી ઘટે છે, પણ તે સાથે કહેવું જોઈએ કે આ શ્રીયુત મુનશીના જીવનની અમુક બાજુની આત્મકથા છે એ ભાન આ ગદ્યકાવ્યના આસ્વાદમાં એક રીતે વિઘ્નકર્તા છે. કાવ્યનો રસાસ્વાદ થવાને ભાવક આ વ્યાવહારિક દુનિયા તજીને કાવ્યસૃષ્ટિમાં પ્રવેશ કરે તે આવશ્યક છે. આ ગદ્યકાવ્ય વાંચતાં ભાવક એમ કરી શકતો નથી. કારણકે તે જાણે છે કે આ કાવ્યનાં પાત્રો તેની વ્યવહારસૃષ્ટિનાં પાત્રો છે. અને આ કાવ્ય તે તેમની આત્મકથા છે. એક રીતે આત્મકથાનું અને કાવ્યનું દષ્ટિબિંદુ પરસ્પર વિઘાતક છે. આત્મકથા, વિષયભૂત પુરુષનું માનસ વાસ્તવિક રીતે શું હતું, તે કેવું હતું, તે જે હતું તે ન્યાય્ય હતું કે નહિ, નાયક કહે છે તેવું જ હતું કે અન્યથા હતું, એવા એવા પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉપસ્થિત કરે છે, અને એ પ્રશ્નોની આકાંક્ષાના સંતોષમાં રાચે છે. ત્યારે કાવ્યમાં વાસ્તવિકતાનો પ્રશ્ન જ અસ્થાને છે, તેમાં તો માત્ર જે કાંઈ કહેલું હોય તેને અનુકૂળ જ ચિત્ત કરીને રસાસ્વાદન કરવાનું હોય છે. આત્મલક્ષી કાવ્યમાં પણ જે ભાવ નિરૂપિત થયો હોય તે સર્જકને ખરેખરો હતો કે નહિ એ દષ્ટિબિંદુ અસ્થાને થાય, એટલી તટસ્થતાથી કાવ્ય થયું હોય તો જ તે આસ્વાદયોગ્ય થઈ શકે છે. અહીં આ ગદ્યકાવ્યનાં પાત્રો 'ગમે તે જ હોયની' એમ થતું નથી, વાસ્તવિક જગત સાથેનું તેનું અનુસંધાન જતું નથી, અને એ વસ્તુ આસ્વાદમાં વિઘ્નરૂપ થાય છે. કર્તાએ કેવળ આત્મકથા જ, મહાત્માજીની પેઠે, આપી હોત તો તે રસિક થાત, કે તેમના વાસ્તવિક અસ્તિત્વના અનુસંધાન વિનાનું કાવ્ય આપ્યું હોત તોપણ રસિક થાત, પણ આ બે દષ્ટિબિંદુઓનો સંકર એવો ચિત્તભેદ કરે છે કે જે કાવ્યાસ્વાદનમાં વિઘ્નરૂપ થાય છે. અને તેમ છતાં શ્રી મુનશીની કલમનું સામર્થ્ય આમાં જોઈ શકાય છે, તેમનું દર્દ સમજી શકાય છે: ખરૂં તો એ છે કે શ્રી મુનશી આટલા સમર્થ લેખક છે માટે જ તેમની કૃતિને આટલી સૂક્ષ્મતાથી નિરીક્ષવામાં પણ રસ આવે છે. એમનાથી જરા પણ ઓછું સામર્થ્ય, કૃતિને સાહિત્યની તુલનામાં પણ મુકાવી ન શકે. માગશર ૧૯૯૨

## રજકણ

લેખક : ધૂમકેતુ; પ્રકાશક : ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી, ખાનપુર, અમદાવાદ; સવા રૂપિયો.

આ પુસ્તકમાં બે વિભાગો છે : ' રજકણ ' અને ' તેજ અને છાયા '. રજકણમાં લેખકે કેટલાંક સત્યો કાવ્યમય ગદ્યમાં મૂક્યાં છે. શ્રી ધૂમકેતુએ અમુક પ્રકારની ગૌરવયુક્ત ગદ્યશૈલી ઉપર પ્રભુત્વ મેળવ્યું છે અને તેના અનેક નમૂના આમાં મળશે. સ્થલસંકોચને લીધે ટૂંકા જ દાખલા લઈશું.

" મૂડદું જોઈને શું રડો છો ?–હેતુ વિનાના દરેકે દરેક પળ એક મૂડદું છે. "

" પ્રેમને મેળવવા દુનિયામાં પ્રેમ સિવાય બીજી કોઈ વસ્તુ નથી. "

" શબ્દ બોલવાની અને આચરવાની વચ્ચે આખો જીવનસમુદ્ર પડ્યો છે. "

કેટલાંક સત્યો કલ્પિત પ્રસંગોમાં મૂકેલાં છે. કોઈ કોઈ જગાએ ધૂમકેતુનું લાક્ષણિક પ્રકૃતિવર્ણન પણ આવે છે.

આવી શૈલીનાં એકબે ભયસ્થાનો છે તે જણાવવાં જરૂરનાં છે. પહેલું એ કે સર્વજ્ઞાત વસ્તુને કશા પણ ચમત્કાર વિના મૂકી હોય– જેમકે " જ્યારે મૃત્યુથી પવિત્રતા જળવાતી હોય, ત્યારે દેહ ફેંકી દેવા જેવી ને પવિત્રતા એ જાળવવા જેવી વસ્તુ છે. " આમાં સત્ય અને કથન બન્ને સામાન્ય છે.

બીજું ભયસ્થાન એ નવીન સત્ય કે નવીન ઉક્તિ લાવવાના પ્રયત્નમાં, શૈલીની અતિશયોક્તિ કે વિરોધાભાસના મોહમાં સત્યને વિરૂપ કરી નાખવું એ છે. આવાં અમને કેટલાંક સ્થાનો જણાયાં છે.

" કોઈ પણ ખરી વસ્તુ ખોટામાંથી જ જન્મે છે; જે મનુષ્ય ' સાચો ' હોવાનો ડોળ કરે છે તે જ કોઈક દિવસ કેસરિયાં કરવા સૌને મોખરે નીકળે છે. જે બાળક ખોટા ખોટા અક્ષર લખે છે તે જ કોઇક દિવસ સાચા અક્ષર પાડે છે " પૃષ્ઠ ૩૫.

'ખોટામાંથી જ જન્મે છે.' એટલે શું સત્યમાંથી કદી સત્ય જન્મી શકતું જ નથી? બીજું: જે માણસ બહાદુર હોવાનો જાણી જોઈને ડોળ કરે છે તે શું કદી ખરેખરી બહાદુરી બતાવી શકે છે? કદાપ શરમ કે આપબડાઈમાં એવાને કેસરિયાં કરવાં પડે તો તે ખરાં કેસરિયાં કહેવાય? એ માત્ર ઉપહસનીય વિડંબના નથી? અને ખોટો ડોળ કરવો એને બાળકના ખોટા અક્ષર સાથે શી રીતે સરખાવી શકાય? બાળક ખોટા અક્ષર લખતી વખતે સર્વોત્મથી એમ જ માનતું હોય છે કે પોતે સાચું લખે છે. અને એ સાચું લખવાની ધગશમાંથી જ છેવટે સાચું લખી શકે છે! ડોળ કરનાર તો ઊલટો એમ માને છે કે હું ખોટું કરું છું, મારે ખોટું જ કરવું છે, અને એમ કરીને જગતને છેતરવું છે! આમાંથી જો સત્ય નીકળતું હોય તો તે માત્ર ચમત્કાર જ ગણાય! વળી પૃ. ૩૬–૩૭ ઉપર:

"વ્યભિચાર કરીને વધારેમાં વધારે લેવું એ માનસ, દોડાદોડ કરીને વધારે ટ્યૂશન લેવાં કે ધમાલ કરીને વિઝીટ ફી પડાવવી, એ માનસ કરતાં કોઈ રીતે હલકું નથી."

એમ કહેવું એ પણ આવેશમાં વસ્તુઓનું તારતમ્ય ભૂલવા બરાબર છે. "મહત્ત્વાકાંક્ષા એ દોષ નથી. મહત્ત્વાકાંક્ષા છુપાવવી એ દોષ છે." મહત્ત્વાકાંક્ષા શા માટે દોષ નથી? પૃ. ૧૫૬ ઉપર પોતે જ કહે છે: "મહત્ત્વાકાંક્ષા એક પ્રકારનો માનસિક રોગ છે." કોઈ કદાચ કહે કે આવાં ટૂંકાં વાક્યોમાં ક્યાંક અતિશયોક્તિ થઈ જાય. તો જવાબ એ કે શૈલીનું ખરું પ્રભુત્વ એ કે વસ્તુ જરા પણ વિરૂપ ન થાય તેવો આકાર તેને માટે યોજવો.

'તેજ અને છાયા'માં કાવ્યભાષાનો પ્રયત્ન ન હોવાથી આવાં સ્થળો આવતાં નથી. તેમાં કેટલીક ચર્ચા, દાખલા તરીકે મહત્ત્વાકાંક્ષા અને પુરુષાર્થ, કવિતા, વગેરે ઉપરની મનનીય છે. ટૂંકી વાર્તાના સ્વરૂપની ચર્ચા પણ અત્યારે ઉપયોગી જણાશે.

માગશર ૧૯૯૨

# વિદાય વેળાએ

અનુવાદક: કિશોરલાલ ઘનશ્યામ મશરૂવાળા; પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી માર્ગ. અમદાવાદ; આઠ આના.

આ પુસ્તક ખલીલ ગિબ્રાનના 'ધ પ્રોફેટ' નું ભાષાન્તર છે. આ પુસ્તકમાં એ મૂળ લેખકનો પરિચય પણ આપેલો છે. એ, એક સાથે 'મહાકવિ, જ્ઞાની, અને ચિત્રકાર' છે. એ મૂળ સિરિયાના વતની છે અને તેમણે યુરોપઅમેરિકા પણ જોયેલા છે. તેમનાં પુસ્તકોને ઘણો આદર મળેલો છે, અને યુરોપની વીસ કરતાં વધારે ભાષામાં તેનો અનુવાદ થયેલો છે. આ પુસ્તકમાં તેમનાં ચિત્રોના પણ ફોટા છે.

આ નાની ચોપડીમાં ઘણાએ ગૌરવાન્વિત શૈલીના ફકરા છે. એકબે ફકરા જોઈએ:

પ્રેમ પોતા સિવાય કશું જ આપતો નથી. અને પ્રેમ કોઈને તાબેદાર કરતો નથી, અને કોઈનો તાબેદાર થતો નથી.

કારણ પ્રેમને પ્રેમ જ પૂરતો છે.

લગ્ન સંબંધી તેનો આદર્શ જોવા જેવો છે:

હિમશી મૃત્યુની પાંખો તમારો યોગ તોડી નાખે ત્યારે યે તમે સાથે જ રહેવાનાં છો. સાચે જ પરમેશ્વરની શાંત સ્મૃતિમાંયે તમે સાથે જ રહેશો.

તો યે તમારા સહવાસમાં કાંઈ ગાળા પાડજો; અને તમારી વચ્ચે આકાશના વાયુઓને વિહરવા દેજો.

તમે પરસ્પર ચાહજો ખરાં, પણ તમારા પ્રેમની બેડી ન બનાવશો.

પણ તમારા બેઉના આત્મારૂપી કાંઠાની વચ્ચે ઘૂઘવતા સાગરના જેવો એને રાખજો.

તમે એકબીજાના પ્યાલા ભરી દેજો, પણ બેય એક જ પ્યાલો મોઢે માંડશો નહિ.

એક બીજાને પોતાના રોટલામાંથી ભાગ આપજો, પણ એક જ રોટલાને કરડશો નહિ.

સાથે ગાજો અને નાચજો તથા હર્ષથી ઊભરાજો, પણ બેય એકાકી જ રહેજો—

જેમ વીણાના તારો એક જ સંગીતથી કંપતા છતાં પ્રત્યેક છૂટો જ રહે છે તેમ."

આ દ્રષ્ટાને કંઈક નવું કહેવાનું છે એમ સ્પષ્ટ જણાય છે અને શૈલી પણ વસ્તુના મહત્ત્વથી જ ગંભીર બને છે—ગૌરવશાળી બને છે. માગશર ૧૯૯૨.

# સોવિયેટ નવજુવાની

કર્તા: બળવંતરાય કલ્યાણરાય ઠાકોર. મૂલ્ય રૂ. ૧-૪-૦

રશિયન નાટયકાર વૅલેન્ટાઇન કૅટેમેયના Squaring the circle "વર્તુલમાંથી સમચોરસ" એ પ્રહસનનું અંગ્રેજી ઉપરથી રૂપાન્તર. "વર્તુલમાંથી સમચોરસ" નો રૂઢાર્થ 'અશકય વસ્તુ' એવો થાય છે. ગણિતની રીતે વર્તુલનું બરાબર ક્ષેત્રફળ કાઢી શકાતું નથી અને તેથી તે જ ક્ષેત્રફળનો સમચોરસ બનાવવો એ અશકય છે. અંગ્રેજીમાં આ વાકયખંડ કહેવતરૂપ પામ્યો છે. આ અશકય વસ્તુ જે નાટકનો વિષય છે તે લગ્નમાં સાથીની પસંદગીની ભૂલ સુધારવી એ છે. એકવાર ખોટી વ્યક્તિ સાથે પરણાઈ ગયા પછી એ ભૂલ સાધારણ રીતે સુધારી શકાતી નથી. સોવિયેટ કાયદામાં, અને એ કાયદાએ ઉત્પન્ન કરેલ વાતાવરણમાં, ત્યાંનાં નવજુવાનો એ ભૂલ સુધારે છે એ આ નાટકનો વિષય છે.

નાટક એક પ્રહસન છે અને આવા વિષયનું આવું નાટક પ્રો. ઠાકોરે પસંદ કર્યું એ એમની પ્રયોગશીલતા અને વાઙ્મયનાં નવાં નવાં રૂપોની કદર કરવાની શક્તિ બતાવે છે. નાટક આખું પ્રહસન છે. નાટકનું દશ્ય નવા રશિયાના કામદારોને રહેવાના એક મોટા મકાનનો ઓરડો છે, જ્યાં નાટકના બે નાયકો ભેગા રહે છે. બન્નેને એક સાથે પરણવાનો તુક્કો ઊઠે છે, બન્ને એક એક યુવતીને બીજા સાથીને ખબર આપ્યા વિના પરણી લે છે, અને ઓરડામાં આવતાં, દરેક પુરુષને પોતાના સહવાસીને આ અગવડ આપતી નવી ઊભી કરેલી સ્થિતિની ખબર શી રીતે આપવી એ પહેલી મુસ્કેલી નડે છે, એ હાસ્યની પ્રથમ

ભૂમિકા બને છે. પછી દરેક જોડાને અંદર અંદર કલહ થાય છે, પોતે લગ્નસાથી ખોટો પસંદ કર્યો છે એમ લાગવા માંડે છે એ બીજી ભૂમિકા. પછી કામે જોડાતાં, એક જોડાનાં સ્ત્રી ને પુરુષને બીજા જોડાનાં પુરુષ ને સ્ત્રી સાથે પ્રસંગ પડતાં, તેમની વચ્ચે પ્રેમ થવા માંડે છે એ ત્રીજી ભૂમિકા. પછી પ્રેમનું ભાન થતાં લગ્નના સાથીને પસંદગીની ભૂલની ખબર આપી છૂટાં શી રીતે થવું તે મૂંઝવણની ચોથી ભૂમિકા. દરેક વ્યક્તિ, જાણે લગ્નસાથીને આવી ખબર આપતાં તેના હૃદયનો ભાંગીને ભૂકો થઈ જશે એવી દહેશત ગંભીરપણે બતાવે છે, જ્યારે શ્રોતા એમનાં મનો વધારે સારી રીતે જાણતો હોઈ બધાની મૂર્ખાઈ ઉપર હસ્યા જ કરે છે. આ લગ્નબહારની વ્યક્તિ સાથેની પ્રેમચેષ્ટા, બીજા એમના જેવા જ ઠોળિયા મિત્રો જોઈ જતાં વળી જુદા જ પ્રકારની પરિસ્થિતિ ઊભી થતાં ફરી હાસ્યનાં મોજાં ઊછળવા માંડે છે. આગળ જતાં દરેક લગ્નની પત્ની પોતાના પતિ સાથે રીસાઇને ચાલી જાય છે. બન્ને પતિઓ ભેગા થઈ સામસામી પોતાની વલ્લભાની ખબર પૂછતાં, તે ન મળતાં, દ્વંદ્વયુદ્ધ ઉપર ચઢે છે, એક હાથમાં કોઈ વાદિત્ર અને બીજા હાથમાં કંઈ ભાંગેલું બૂઠું હથિયાર લઇ સામસામા ઊભા થાય છે એ પણ પરિસ્થિતિ ને સ્વભાવથી ઓર જ હાસ્ય ઉત્પન્ન કરે છે.

છેવટે ચારેય સમજે છે કે પોતાનાં જુદી રીતે જોડાં ગોઠવવાં જોઇએ. અને એ રીતે ગોળમાંથી ચોરસ જેવી સામાન્ય રીતે અશક્ય નવી ઘટના યોજાય છે.

આખું નાટક ધમાધમીવાળા હાસ્યનું છે. એ હાસ્ય વિચિત્ર પરિસ્થિતિનું છે, તેટલે જ અંશે વિચિત્ર માનસનું અને માનવસ્વભાવમાં ઊંડી રહેલી કેટલીક વિચિત્રતાનું પણ છે. આખા નાટકની પછવાડેની ભૂમિકા હાલના રશિયાની છે. અને આખા નાટકમાં દરેક જગાએ હાસ્ય હોવા છતાં તેમાં તેનાં પાત્રો તરફ કે તેની પછવાડે રહેલી રશિયાની પરિસ્થિતિ તરફ દ્વેષ નથી. ઊલટું, પાત્રો તરફ સમભાવ છે. એ સમભાવ વિના આવો હાસ્ય ખીલી શક્યો હોત નહિ; અને

નાટક રશિયાની પરિસ્થિતિ ઉપર જરાપણ ટીકારૂપ નથી, તેમાં હોય તો માણુસ સ્વભાવની ટીકા છે—દરેક હાસ્યકૃતિમાં હોય છે તેવી, પણ રશિયાની નથી. ઊલટું, રશિયાની નવી પરિસ્થિતિ તરફ માન છે.

કૃતિ નાની અને સુશ્લિષ્ટ છે. ઘણાં ઓછાં પાત્રોથી અને એક જ દશ્ય રાખીને આટલો હાસ્ય નિષ્પન્ન કરવામાં ઘણું કૌશલ જોઇએ. પરિસ્થિતિની એકેએક ચીજનો લાભ લીધો છે. કોઇવાર બોલતો રેડિયો અને અંધારામાં સૌને આડે આવતી બાઇસિકલ પણ લગભગ એક પાત્ર જેટલું કામ કરે છે. શૈલી હાસ્યની હોવા છતાં ક્યાંઈ કૃત્રિમ અતિશયોક્તિ થઇ ગઇ નથી.

વસ્તુ રશિયાનું હોવા છતાં ભાષાન્તરમાં તેને હાનિ નથી થતી, અને ભાષાન્તરમાં પાત્રોનાં વિશેષનામો બદલાવ્યાં છે છતાં નાટકની ભૂમિકા રશિયન જ દેખાય છે. નામનો ફેરફાર માત્ર રશિયન નામો ઉચ્ચારવાં અઘરાં છે તે માટે જ કર્યો છે, અને તે નાટકને હાનિ કરતો નથી. હાસ્યમાં અમુક પ્રકારના ચમકો, ભાષાના લહેંકા, ભાષાનું વિરૂપીકરણ કરવું પડે છે તે આમાં ગુજરાતીમાં કરેલ છે તેમાં ક્યાંઈ આપણી ભાષાને પ્રતિકૂલ પ્રયોગ થયો નથી તેમ જ પાત્રાલેખનમાં ક્ષતિ થતી નથી.

અને છેવટે આ વાર્તા વાંચતાં એક તર્ક પણ લખી નાખવાનું મન થાય છે. આપણા સાહિત્યમાં પણ જો કોઈ આવા હાસ્યને બહલાવનાર ખરો હાસ્યરસિક નાટક લખનાર અત્યારે હોત તો તે આપણી ભવાઇમાંથી જરૂર આવી કોઈ ભવાઈ ઉપજાવી શકત. આ નાટક ભવાઈની બહુ નજીક જાય છે—જોકે ભવાઈની રીતિ ( technique ) આથી જુદી છે. હજી સુધી તો ભવાઈનું કંઇકે અનુકરણ માત્ર શ્રી જુગતરામ દવેએ ‘ આંધળાનું ગાડું ’ માં કરેલ છે. પણ આ દષ્ટિએ આપણી ભવાઈ અભ્યાસ કરવા યોગ્ય અને ઉદ્ધારવા યોગ્ય છે.

માઘ ૧૯૯૨.

# આંધળાનું ગાડું
## ( નાનકડું નાટક )

લેખકઃ—જુગતરામ દવે આચાર્ય કાળીપરજ વિદ્યાલય અને સ્વરાજ્ય આશ્રમશાળા, બારડોલી કિંમત ૦-૧-૬.

સાહિત્યમાં રસ લેનાર દરેક જનનું આ નાનકડા નાટક તરફ અમે ધ્યાન ખેંચીએ છીએ. માત્ર વિદ્વદ્‌ભોગ્ય હોય તે સાહિત્ય નહિ સારૂં અથવા એવા સાહિત્યની જરૂર નથી, એવો મત અમે ખોટો ગણીએ છીએ. પણ તે સાથે એમ માનીએ છીએ કે ભણેલ અભણ સર્વ જેમાં રસ લઈ શકે એવા સાહિત્યપ્રકારો છે; અને તેમાં આપણા સાહિત્યમાં ઘણી ન્યૂનતા છે. આ નાનકડું નાટક એ ન્યૂનતા પૂરવા તરફનો નોંધવાયોગ્ય પ્રયત્ન છે.

અત્યારે આપણા નાટકસાહિત્યની ઘણીજ અવદશા છે તેમાં તો સર્વ સંમત છે. નાટકમાં મુખ્ય અભિનયકલા જોઈએ તેને બદલે હાલ નાટક સીનસીનેરી અને જાદુગરીનો તમાશો બની ગયું છે. એક નાટક પછવાડે એટલું ખરચ થાય છે કે શુદ્ધ સાહિત્યનું નાટક ભજવવું એ એક આર્થિક સાહસ થઈ ગયું છે અને નાટક કંપનીઓ નાટક જોનારા મોટા વર્ગની હલકી રસવૃત્તિને પોષે એવા ખેલો ભજવે છે. આ સ્થિતિમાં ઉપાય ડો. રવીન્દ્રનાથ ઠાકુર કહે છે તેજ છે કે સીનસીનેરી વિનાજ નાટક ભજવવાં.

ઉપર બતાવ્યું તેમ ‘ આંધળાનું ગાડું ’ એક બાજુ લોકભોગ્ય સાહિત્યનો અને બીજી બાજુથી સીનસીનેરી વિનાના નાટકનો પ્રયોગ છે. આવા પ્રયોગનો એક નમૂનો ગુજરાતમાં પ્રાચીન કાળથી છે અને તે ભવાઈ. સુધારાનો પ્રથમ પવન રચનાત્મક કરતાં ઉચ્છેદક વધારે હતો. એ સુધારાના પ્રથમ ધસારામાં આપણે હોળી બંધ કરી, હોળીને નવું રૂપ ન આપ્યું; તેમ ભવાઈ પણ બંધ કરી ભવાઈને નવું રૂપ ન આપ્યું. અત્યારે આપણે હોળીને નવું રૂપ આપ્યું છે તેમ જ ભવાઈને પણ શુદ્ધ કરી નવું રૂપ આપવાની જરૂર છે.

ખુલ્લામાં ભજવી શકાય સર્વે સમજી શકે એ પ્રકારનું નાટક તેમાંથી જ ઉપજાવી શકાય.

આ નાટકના લેખકે ભવાઈનો નમૂના તરીકે ઉપયોગ કર્યો છે કે નહિ તે અમે જાણતા નથી, પણ ભવાઇના સર્વ સાફલ્યપ્રદ ગુણો તેમાં છે. ભવાઈમાં સર્વ પાત્રો પોતે પોતાનું સૂચન કરતાં ગાતાં ગાતાં અને નાચતાં નાચતાં આવે છે. આ નાટકમાં પણ સર્વ પાત્રો પોતાની ઓળખાણનું ગીત ગાતાં ગાતાં આવે છે અને તે દરેક ગીત નૃત્યાનુકૂલ તાલપ્રધાન છે. થોડા નમૂના જોઈએ :

મજા મજા રે મજા
અહો ભાઈ આજ અમારે મજા.
છચ્છ દહાડા સજા ખમ્યા ત્યારે,
માંડ મળી છે રજા.
અહો ભાઇ આજ અમારે મજા.

× × ×

રાજી રાજી રાજી
ભાઈ આજ અમે બધા બહુ રાજી,
છચ્છ દહાડા મહેતાજી ત્યારે
આજ હવા છે તાજી.
ભાઈ અમે બધા બહુ રાજી.

---

મારૂં નામ વહનો ભુવો રે
મારૂં નામ વહનો ભુવો
મારી મૂઠથી બચે એવો
કોણ જગમાં હવો—મારૂં નામ૦

નાટકનું રૂપ આ રીતે પ્રાચીન અને લૌકિક હોવા છતાં કર્તાને હાથે આધુનિક વિચારો દર્શાવવાને તે સફળ વાહન નીવડયું છે. આખું નાટક એક મહારૂપક છે. નાયકનો અંધાપો એ રાનીપરજનું અજ્ઞાન છે. અને ભુવો, શેઠ, જમાદાર અને દારૂવાળો પારસી એ પણ પોતપોતાના વર્ગના પ્રતિનિધિ છે. આખા નાટકમાં એ અજ્ઞાન રહેલી કોમની સ્થિતિનું નિરૂપણ છે. તે કોમને મદદ કરવાની જેમની

ફરજ ગણાય તે વર્ગ જ, ભુવો, શેઠ જમાદાર અને વધારામાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ એ જ તેમની અવજ્ઞા કરે છે. વિદ્યાર્થીઓની ઉક્તિઓમાં હાલના શિક્ષણ ઉપર તીક્ષ્ણ કટાક્ષ છે તે ઉપરનાં અવતરણમાં જણાય છે. છતાં નવીન જ પ્રકાર હોવાથી કોઈ કોઈ જગાએ અમને કચાશ રહી ગઈ જણાય છે. પહેલા પ્રવેશમાં એટલે સંસ્કૃતમાં જેને પ્રસ્તાવના કહીએ તેમાં પહેલો શિષ્ય નેપથ્ય તરફ જોઈને 'અરરર, રામ રામ રામ' કહે છે અને પછી ગબડેલું ગાડું દેખાડે છે. તેને બદલે, બીજા દશ્યમાં આવતી ગાડાવાળાની પ્રથમ ઉક્તિ નેપથ્યમાંથી બોલાવી હોત, અને એ રીતે વસ્તુસૂચન કરી તરત જ દશ્ય શરૂ થયું હોત તો વધારે ચમત્કારક થાત. પ્રથમ દશ્યમાં વિદ્યાર્થીઓ પાસે ગાડું સમું ન કરાવ્યું હોત તો ચાલત તેમ જ છેલ્લા દશ્યમાં પાછાં પ્રસ્તાવનાનાં પાત્રો આવી નાટકનો સાર ગંભીર રીતે ચર્ચે છે, એ પણ અયુક્ત છે. કારણકે તેથી નાટકની અંદર જ નાટકનું રૂપક ફૂટી જાય છે. અલબત અંધાપો એ અજ્ઞાન છે અને ગાડું એ રાનીપરજનો વ્યવહાર—સંસાર છે પણ તે તો વ્યંગ્યમાં રહેવું જોઈએ, તખ્તા ઉપર તો ખરેખરૂં ગાડું જ આવવાનું છે; પણ પાછળથી ચર્ચાથી વ્યંગ્ય વાચ્યમાં આવવા માંડે છે અને ત્યાં રસહાનિ થાય છે. છેલ્લું સૂતર વિશેનું ગીત પણ નાટકના વસ્તુ સાથે સમરસ થઈ શક્યું નથી.

આવી કેટલીક ક્ષતિઓ છતાં અમે નાટકને સફળ ગણીએ છીએ. રસિક પ્રેક્ષકને પણ તેમાંથી રસ મળશે અને અજ્ઞાન રાનીપરજ પણ તે સમજશે. તેનો પ્રકાર પ્રાચીન છે છતાં તેમાં નવામાં નવા વિચારો મૂર્ત થયા છે. તેમાં રંગભૂમિની ખટપટ નથી છતાં નાટક તરીકે તે સફળ છે. અમે આશા રાખીએ છીએ કે અન્ય લેખકો પણ આનો દાખલો લઈ આપણા ચાલુ પ્રશ્નો ઉપર આ સૌથી લોકપ્રિય અને સાથે સૌથી વધારે કાર્યસાધક સાહિત્યદ્વારા પોતાના વિચારો પ્રગટ કરી આપણી પ્રજામાં ચેતન પૂરવા પ્રયત્ન કરશે. આ પ્રયત્ન તો સફળ થઈ ગયો છે એટલે અમારે માત્ર કર્તાને અભિનંદન આપી આ પ્રવૃત્તિ ચાલુ રાખવાનું જ કહેવાનું છે. વૈશાખ ૧૯૮૩

# શાકુન્તલારસદર્શન

કર્તા અને પ્રકાશક: બટુભાઇ લાલભાઈ ઉમરવાડિયા, ગોપીપુરા સૂરત. મૂલ્ય એક રૂપિયો.

કર્તા આ પુસ્તકનો ઉદ્દેશ એવો બતાવે છે કે શાકુન્તલના દુર્વાસાશાપ જેવા પ્રસંગો, અપ્સરાઓ જેવાં પાત્રો વગેરેથી કેટલાંકને "આપણું જગત નહિ" એમ લાગે છે અને તેથી "એ અપૂર્વ નાટક આપણા જીવનથી દૂર અતિ દૂર એમ એ લોકો માને છે, અને પરિણામે એનો વૈભવ, એની કલા, એનું સૌંદર્ય, એનું તપોબળ એ સર્વ એમનાં જીવનને સ્પર્શતું પણ નથી." એવાં અધિકારીઓને માટે કર્તાએ હાલના મોટર એરોપ્લેઇનના જમાનામાં શાકુન્તલને ઉતાર્યું છે. માટે આ કૃતિને તેઓ રસદર્શન કહે છે.

આમ કરવાને તેમણે મૂળમાં બે દષ્ટિએ ફેરફારો કર્યા છે. એક તો આ જમાનામાં જે ન બને તે કાઢી નાંખ્યું છે. બીજું ઔચિત્યની દષ્ટિએ પણ તેમને કાલિદાસની વસ્તુમાં કેટલાક ફેરફારો કરવા આવશ્યક લાગ્યા તે તેમણે કર્યા છે. ઉદાહરણ, શાકુન્તલમાં છઠ્ઠા અંકમાં રાજાનો અસ્વીકાર સહન કરીને શકુન્તલા પુરોહિતની પાછળ જાય છે. શકુન્તલામાં તેમને "આ પરાધીનતા યોગ્ય લાગતી નથી" એટલે તેઓ નરેન્દ્ર (દુષ્યંત) આગળ એકલા સારંગધરને મોકલે છે.

અસ્તુ! પણ આ ફેરફારો કરવાનાં કેટલાંક પરિણામો રસને હાનિ કરે છે તેનું શું? શાકુન્તલનું કરુણમાં કરુણ દશ્ય તેનો છઠ્ઠો અંક શેને લીધે? પતિ પરિણીતાનો અસ્વીકાર કરે તેને લીધે! એ દશ્યમાંથી શકુન્તલાને લઈ લો એટલે એમાં કશું જ બાકી રહ્યું નહિ. આ દશ્યનો કરુણ એટલો બધો આઘાતકારક છે, તીવ્ર છે, નિરાશામય છે કે એક દષ્ટિએ કાલિદાસને આ દશ્યદ્વારા ઘણું કહેવાનું હોય એમ અમને લાગે છે! અને આમાં એ સર્વ અણકથ્યું જ રહી જાય છે.

બીજી એક નાની બાબત જોઈએ. મૂળ શાકુન્તલમાં સાતમા અંકમાં માતલિ અને રાજા વાતચીત કરતા ઊતરે છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જે કામ માટે ઇન્દ્રે દુષ્યંતને બોલાવ્યો હતો તે કામ કરી રહ્યા

પછી તેઓ પાછા ફરે છે. આ રસદર્શનમાં આવી સૂચના કરવાને કશું જ નથી. વાંચનાર આગળના અંકના અનુસંધાનથી એમ પણ માની શકે કે હજી વિજયપુરનું કામ પત્યું નથી, અને રસ્તામાં તેમનું એરોપ્લેઈન ખોટકયું છે. અને તો આ દશ્યને માટે એ યોગ્ય વાતાવરણ કે પ્રસંગ નથી જ. વળી આ અંકમાં દુષ્યંતને સર્વદમનને જોતાં, છેક સામાન્યરૂપે વાત્સલ્યભાવ થાય છે, ધીમેધીમે સામાન્યમાંથી એ ભાવ પુત્રભાવનું વિશિષ્ટરૂપ લે છે, એ કૌશલ આમાં આવતું નથી. ખેર ! પણ એથી વિશેષ એ છે કે આ આખું નાટક કર્તાએ શાકુન્તલની છાયારૂપે કર્યું છે એટલું જ નથી, તેમના રસદર્શનનાં પાત્રોએ શાકુન્તલ વાચેલું છે. શકુન્તલાના સંવનનના દશ્યમાં નરેન્દ્ર અને શકુન્તલા બન્ને કાલિદાસના શાકુન્તલનાં આભારી જણાવેલાં છે. બન્ને ઉત્તમ, રસિક, સંસ્કારી છે તો પ્રશ્ન થાય છે કે રસદર્શનની શકુન્તલા કાલિદાસની શકુન્તલાના વૃત્તાંતથી નરેન્દ્રને કંઈક વિસ્મરણ થયું હશે એમ ન કલ્પી શકે ? એ વિસ્મરણ ટાળવા કંઈ ઉપાય પણ ન કરે ? નરેન્દ્રને જો આખરે વીંટીથી શકુન્તલા યાદ આવી, [૧] તો તેના જાતે હાજર થવાથી, પોતાનો ફોટો મોકલવાથી, કે નરેન્દ્રનો પોતા પર આવેલો કોઈ કાગળ બતાવવાથી પણ યાદ આવત, અહીં કંઈ શાપ જેવો અફર ચમત્કાર નહોતો ! અને તારટપાલ, એરોપ્લેઇનના જમાનામાં શકુન્તલાએ સારંગધરને મોકલ્યો તે પહેલાં નરેન્દ્ર જેવા મોટા અધિકારીની ઇજા, તેનાથી થયેલો સ્મૃતિભ્રંશ એ સઘળું શકુન્તલાને પહોંચે એટલું વર્તમાનપત્રોમાં ન આવી ગયું હોય ? નરેન્દ્રની તબિયત જોવા તે જાતે ગઈ પણ ન હોય ? તેણે તપાસ ન કરાવી હોય ? એ કેમ બને ? અને નરેન્દ્ર જેવા મોટા માણસને એ પત્ર પણ ન લખી શકે એ કેમ મનાય ? "પત્ર કોઈના હાથમાં જાય માટે

૧ શકુન્તલાની સ્મૃતિ થયા પછી નરેન્દ્ર જેવો વગવસીલાવાળો માણસ ખાનગી રીતે વર્તમાનપત્રોદ્વારા પોતાની વિસ્મૃતિનો ખુલાસો દર્શાવીને શકુન્તલાની ભાળ ન કઢાવી શકત ?—કે શકુન્તલાના આશ્રમમાં ટપાલ. વર્તમાનપત્રો વગેરે જતું જ નહોતું !

લખતી નથી." "એમની વૃદ્ધ માતાને આઘાત થાય માટે" વાત ગુપ્ત રાખી, આ આખી કથાના અત્યંત નબળા અંકોડા છે. નરેન્દ્ર જેવાને શરમાવનારા છે. મહાભારતમાં દુષ્યન્તનું વર્તન શરમાવનારું હતું, તેમાંથી બચાવવા કાલિદાસે શાપનો ચમત્કાર આણ્યો, તો રસદર્શનકારે એ શરમ પાછી દુષ્યન્ત ઉપર ઓઢાડી ! બીજું: સરાનપુર લગ્ન નોંધાવી, શકુન્તલાથી જુદો પડી, વટગામ થઈ નરેન્દ્ર વિશાળગામ આવ્યો. વિશાળગામથી અસ્વારી કરી આવતો હતો ત્યાં અકસ્માતથી ઈજા થઈ. ત્યાં સુધીમાં તેણે શકુન્તલાને એક પત્ર પણ ન લખ્યો હોય એમ બને ? નવપરિણીત વર, આટલો ઉત્સુક પ્રેમી હમેશ એક પત્ર લખે તોપણ અતિશયોક્તિ ન ગણાય. પણ પત્ર લખે તો તે પાછું અભિજ્ઞાનનું સાધન થઈ જાય અને એ તો અટકાવવું છે ! ખરું તો એ છે કે કર્તાને દુષ્યન્તની શાપજન્ય વિસ્મૃતિ અસંભવિત લાગી, એટલે એ છોડી દીધી. પણ કર્તા હાલના જમાનામાં તેને બીજી રીતે સંભવિત બનાવી શક્યા નહિ !

પ્રસ્તાવનામાં કર્તાએ શ્લોકોના અનુવાદોની ઝીણવટથી ચર્ચા કરી છે, અને સારી રસજ્ઞતા દર્શાવી છે. પણ તેમના પોતાના શ્લોકોમાં વધારે પ્રસાદ કે કાવ્યત્વ તેઓ બતાવી શકયા નથી. એટલે અમને આ પ્રયત્ન યોગ્ય દિશાનો જણાતો નથી. શાકુન્તલ મનુષ્યસ્વભાવના મહાન અને નિત્યભાવોને વિષય કરે છે, તેથી ચિરંજીવ છે; છતાં તે કાલિદાસે કલ્પેલી ભૂમિ ઉપર એટલું દૃઢ ઊગેલું છે, કે તેને ત્યાંથી ઉખેડીને બીજે વાવી શકાય એમ અમને નથી લાગતું. અને છતાં શાકુન્તલ એટલું મહાન છે કે આ કૃતિ પણ અસલની છાયાને લીધે પોતાની રીતે રસિક અને સુવાચ્ય બની છે. માત્ર એટલું જ કે કાલિદાસના શાકુન્તલના રસપિપાસુએ સંસ્કૃત ન આવડતું હોય તો, તેના ભાષાંતરે જવું જોઈ શે. આ રસદર્શનથી અસલનો ખ્યાલ આવી શકે એમ અમે માનતા નથી. અને તેમાં પણ કર્તાની મર્યાદા કરતાં અમે એ પ્રયત્નની દુર્ઘટતા વિશેષ કારણભૂત માનીએ છીએ.

ફાગણ ૧૯૯૨

## સર્જન અને ચિંતન

લેખકઃ ધૂમકેતુ. પ્રકાશકઃ ગૌરીશંકર ગો. જોશી, ખાનપુર, અમદાવાદ. સોલ એજન્ટઃગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલયઃ રીચીરોડ, અમદાવાદ. દોઢ રૂપિયો.

શ્રીયુત ધૂમકેતુ આપણા સાહિત્યમાં વાર્તાકાર તરીકે પ્રસિદ્ધ છે તેટલા જ એક ગદ્યલેખક તરીકે પણ છે. તેમની વાર્તામાં પણ તેઓ ચીવટપૂર્વક એક ગદ્યના ઘડનાર હોવાનો ખ્યાલ આપે છે. અને નિબંધોમાં પણ તેમના ગદ્યના એ જ ગુણો જોવા મળે છે.

આ સંગ્રહમાં મુખ્યત્વે સાહિત્ય, કલા અને સંસ્કારિતાના નિબંધોનો સંગ્રહ છે. નિબંધમાં અમુક જગાએ અમુક વિષયનું લંબાણપૂર્વક નિરૂપણ છે, કોઇ જગાએ અમુક દૃષ્ટિથી લેખકને કહેવાનું હોય તેટલું જ કહેલું છે. બધા લેખો વાંચતાં હરકોઈ કહી શકશે કે લેખકે ઊંચા પ્રકારનું અંગ્રેજી ગુજરાતી સંસ્કૃત સાહિત્ય વાંચ્યું છે, અને તે ઉપરથી ઊપજતા પોતાના વિચારો સંભાળથી સંઘર્યા છે.

શ્રી ધૂમકેતુના ગદ્યનું એક લક્ષણ તેમની પોતાની લાગણી અને આવેશ તેમાં પ્રકટ થાય છે તે ગણી શકાય. આ લાગણીને લીધે તેમની ભાષા કોઈ જગાએ વકતૃત્વ કે વાગ્વૈભવ બતાવે છે. ઘણા દાખલામાંથી, સ્થલસંકોચને લીધે એક જ લઇએ.

સાહિત્ય, જીવનને ઘડવા માટે, બીજાનું જીવન સમજવા માટે, માનવ-માનવ વચ્ચેના સંબંધોના સાચા અર્થ શોધવા માટે, સૃષ્ટિના અંતરંગમાં રહેલી શકિત અનુભવવા માટે, મૂલ્યપરિવર્તન માટે, યુગધર્મ સ્થાપવા માટે, નવી રચના માટે, નવસર્જન માટે, પ્રગતિ માટે અને એક કલ્યાણકારી પ્રેમસૃષ્ટિના વિશ્વવ્યાપી આવિર્ભાવ માટે છે.

આ સારો નમૂનો છે. દરેક વાકયખંડ નવો વિચાર આપે છે, અને બધાં વાકયોમાંથી એક સમગ્ર વિચાર સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે. આખું પુસ્તક વાંચતાં વાચકને સમજાશે કે આમાં કર્તાની સાહિત્ય સંબંધી માન્યતા અને કંઈક અંશે માનવજીવનના અંતિમ ધ્યેય સંબંધી શ્રદ્ધા પણ આવી જાય છે. અત્યારે નીતિ અને કલાના દ્વંદ્વ વિશે

કેટલીક જગાએ ચર્ચા ચાલે છે તે ઉપર કર્તાનો આ અભિપ્રાય નોંધવા જેવો છે. વિવેચનના બીજા કેટલાક પ્રશ્નો વિશેના તેમના અભિપ્રાયો પણ જાણવા જેવા છે.

સૌન્દર્ય અને કલા—એ સાહિત્યના ખાસ શબ્દો—આળસ કે વિલાસ માટે નહિ, પણ જીવનના અંતરંગ સંબંધોથી જન્મતી યોજના માટે વપરાયેલા શબ્દો છે.

સૌન્દર્ય પ્રતિ સૌન્દર્યની ખાતર આકર્ષણ એ તો જેવો આભુષણનો મોહ છે, એવો બાલિશતા ભરેલો મોહ છે.

પ્રતિભા નૈસર્ગિક છે એમ કહેવાથી અભ્યાસ વગેરેનો બહિષ્કાર થતો નથી.

લાગણીપ્રધાન અને બુદ્ધિપ્રધાન—એવા માનવપ્રકૃતિના બે ભાગ પાડીએ તો, લાગણીને બુદ્ધિ વડે નિયંત્રિત કરવી, અને બુદ્ધિને લાગણી વડે ઊર્ધ્વગામી બનાવવી એ જાણે કે કુદરતી સંકેત હોય એવું લાગે છે.

છંદ માટેનો આગ્રહ એ જેટલો કવિત્વના વિકાસ માટે નુકસાનકારક હતો, તેટલો જ અછાંદસી કે અનિયમિત અર્થયતિવાળી રચના માટેનો આગ્રહ પણ કવિત્વને નુકસાનકારક છે.

બીજા દાખલા આપી શકાય પણ સ્થળસંકોચને લીધે આટલેથી બંધ કરીએ. લેખકની શૈલી સર્વત્ર એક સરખી આકર્ષક છે. તેમના બધા અભિપ્રાય સાથે અમે એકસરખા મળતા નથી, પણ તેવા મતભેદોની ચર્ચાનું આ સ્થાન નથી. પણ લેખકની વિચારસરણીમાં જ ક્યાંક ક્યાંક અમને અસંગતતા જણાઈ છે, ક્યાંક ક્યાંક દોષો જણાયા છે તે તરફ લેખક–વાચકનું ધ્યાન દોરવું જોઈએ. લેખકે કોઈ કોઈ જગાએ કેવળ અત્યુક્તિથી કથનને તીખું બનાવવા જતાં સત્યની મર્યાદા છોડી છે. લાગણીવાળા વક્તૃત્વમાં ક્યાંક અત્યુક્તિ આવે, જેમ કેઃ—

ઉચ્છેદ એ એક જ શસ્ત્રથી આગળ ધસવા માગતા અધીર જવાનો ઘણી વખત ખાતર અને બીજ એ બન્ને શબ્દો વિષે અજ્ઞાન હોય છે.

અહીં ‘શબ્દો વિષે અજ્ઞાન’ એ વાક્યખંડ આપણે અક્ષરશઃ માનતા નથી, એ એક બોલવાની છટા છે. પણ શિક્ષણ–પ્રણાલિકા

ઉપર આક્ષેપ કરતાં તેઓ કહે છે કે છોકરું "એ સ્ટૅન્ડર્ડ કરતાં આગળ હોય તો એ મૂર્ખ ગણાવું જોઈએ; એ સ્ટૅન્ડર્ડ કરતાં પાછળ હોય તો ઠોઠ ગણાવું જોઇએ." વિદ્યાર્થી ધોરણ કરતાં વધારે હોશિયાર હોય તો મૂર્ખ ગણાય છે એ ખોટો આક્ષેપ છે. આપણે બધા એવા અનેક વિદ્યાર્થીઓને જાણીએ છીએ જેની હોશિયારીની શિક્ષકોએ કદર કરી છે. અને અત્યંત તેજસ્વી બુદ્ધિને લોકો ન પારખી શકે એ દોષમાંથી તો કોઈ જમાનો કે સંસ્થા કે વ્યકિત પણ ભાગ્યે જ મુકત હશે! એ જ પ્રકારની અત્યુક્તિ, અમને 'બિથોવન અને મરઘાભાઇ'ના લેખમાં જણાય છે. 'બિથોવન'ની કે કલાકારની એટલી બધી ઉપેક્ષા નથી થઇ, જેથી મરઘાભાઈ કે ખેડૂતોનો એટલો બધો ઉપહાસ કરવો પડે! તેમ જ "અમે બે જ જણા–જેમાં એક પૃથ્વી છંદ લખે ને બીજો પૃથ્વી છંદ વાંચે" એમાં પણ ખોટો આરોપ મૂકીને તિરસ્કાર કરેલો છે. કોઈ સાહિત્યકારે એવું નથી કહ્યું એટલું જ નહિ, કોઇ સાહિત્યકારે એવું પણ કશું નથી કહ્યું કે જેથી આટલી અતિશયોકિત પણ કરી શકાય. નામ દીધા વિના, સામા પક્ષનું અવતરણ આપ્યા વિના, અદ્ધર, ઉપહાસની ભાષામાં રાચવા માટે આવી અત્યુક્તિ કરવી એ અન્યાય છે. આ રીતે ન્યાયી કે અન્યાયી તિરસ્કારને લીધે કર્તાના વિચારો ઘણી જગાએ અમને અવિશદ અને ગોટાળાવાળા અસ્પષ્ટ થઈ ગયેલા જણાય છે. લેખકે સંસ્કારિતા વિશે ઘણી જગાએ લખેલું છે. 'સંસ્કારિતા'ના લેખમાં તેઓ કહે છે:

યુક્તિપુરઃસર દેવાળું ફૂંકનાર મનમોહન કરતાં બાપનું ઋણ ફેડવા મથનાર કલો કે ભલો ઓછા હોંશિયાર ભલે હોય ને છે, પણ તેમને જીવનવિગ્રહ વધારે સચ્ચાઈથી સમજવા મથનાર સંસ્કારી ગણવા જોઇએ.

અહીં બેત્રણ વિચારો કે ખ્યાલોનો ગૂંચવાડો થયો જણાય છે. બિલકુલ ભણ્યા ગણ્યા વિનાનો, રીતભાત પણ નહિ જાણનારો એવો કોઇ અશિક્ષિત બીજા કોઈ ઉપાયનો વિચાર કર્યા વિના કે કરી શક્યા

ા બાપનું દેવું ભરે એટલે એ સંસ્કારી ? ભલાઈ કે સારાપણું ને સંસ્કારિતા બન્ને એક જ ? અને બાપનું દેવું ભરે છે તે શું ાનવિગ્રહને સમજવા માટે ભરે છે ? માત્ર રૂઢિથી, બીજું કાંઈ ન ાવાથી, કે બીકથી ભરતો હોય છતાં તેને જીવનવિગ્રહ સમજતો ી શકાય ? કાયદેસર બાપનું દેવું ભરવા ન બંધાયેલો માણસ ભરવાની પાડે એટલા જ ઉપરથી એ અસંસ્કારી થઈ ગયો ? સંસ્કારિતા ં લેખકે ઘણી જગાએ વિધાનો કર્યાં છે અને એમાં અમને ારોની ગૂંચવણ જ દેખાઈ છે.

'ઈશ્વરનું સ્થાન'ના લેખમાં પણ અમને કર્તાના વિચારોમાં સ્વક દોષો જણાયા છે.

મનુષ્યદેહમાં વર્ષોનાં વર્ષો સુધી સુપ્ત રહે અને પછી અચાનક જાગી એવાં રોગબીજ હોઈ શકે છે. ફ્રાન્સમાં ઉપદંશનો વ્યાધિ પ્રજાલોહીમાં ા હેરફેર કરી રહ્યો છે કે હવે ધીમે ધીમે પ્રજાને એ સદી ગયો છે. ફિરંગી લોકોએ એ જ વ્યાધિ હિંદી પહાડી જાતોને આપ્યો ત્યારે નિકંદન નીકળી ગયું હતું. નીલગિરિની ટોડા જાતિનો ઇતિહાસ ાનાર તેના આંકડા પણ આપી શકશે. ઈશ્વરની આપણી ભાવના વિશે એવું જ છે. પ્રજાલોહીમાં એ સદી ગયેલ છે, એટલે હવે એની ર રહી નથી. એની ભાવનાએ બાળપણમાં માનવજાતિને દોરી હતી. લા માટે આજે ઈશ્વરની ભાવનાનું જીવનમાં સ્થાન નક્કી ન થાય, તો જૂના વખતમાં—મધ્ય યુગમાં—ઈશ્વરને નામે અકૃત્યો થયાં હતાં આ વિજ્ઞાનયુગમાં ઈશ્વરને ભૂંસી નાંખવાને નામે નવી જાતનાં કૃત્યો થાય.

પ્રથમ તો ઈશ્વરની શ્રદ્ધાને રોગનાં જંતુ સાથે સરખાવવી એ ોપમા છે—અપદૃષ્ટાન્ત છે. લેખક ઈશ્વરને માનતા જણાય છે તો ણે આવી ઉપમા ન આપવી ઘટે. બીજું આ દૃષ્ટાન્ત કોઈ રીતે ુ પડતું નથી. લેખક કહે છે તેમ જો ઈશ્વરની ભાવના સદી ગઈ ા તો પછી વિજ્ઞાનયુગમાં તેને ભૂંસી નાંખવાની જરૂર શી પડી ? ે ગયેલાં રોગજન્તુ સામે લડવા જાય એવું વિજ્ઞાન ગાંડું નથી ! ી ઈશ્વરની ભાવનામાં પ્રશ્ન સત્યાસત્યનો છે, રોગનાં જન્તુઓમાં

એવો કોઇ પ્રશ્ન નથી. ખરી રીતે આ ચર્ચામાં રોગજન્તુનું દૃષ્ટાન્ત અપરુચિવાળું અને અનુચિત છે. રોગજન્તુની અને ટોડાની વાત જે ન જાણતું હોય તેને એ કહેવા જેવી છે, પણ તેને માટે તે વિષય ઉપર જુદો નિબંધ લખાવો જોઈએ. તેને ઇશ્વરની વાતમાં લખવાની જરૂર નથી. અને ઇશ્વર વિશેની આખી ચર્ચા અદાર્શનિક રીતે થઈ છે. લેખકને સાહિત્ય કરતાં તત્ત્વજ્ઞાનના વિષયો ઓછા ફાવતા જણાય છે.

વાગ્વૈભવનાં ભયસ્થાનો, વકતૃત્વના અલંકારો અને તેમાં ખાસ કરીને વિરોધાભાસ છે. નીચેનું વાકય જોઇએ:

ભાવનાવાદે વિચારને આગળ કર્યાં, વ્યક્તિઓને તજી દીધી; વાસ્તવવાદે વ્યક્તિઓને આગળ કરી, વિચારને તજી દીધા; પહેલાને તજતાં ન આવડયું; બીજાને લેતાં ન આવડયું. પહેલાએ માયા સરજી: બીજાએ માયાવી રૂપો. પહેલાએ પારિજાત અને ગુલાબ જ જોયાં, બીજાએ ગટર અને પાયખાનાનાં જન્તુઓ જ.

બન્ને વાદોના તફાવત વિશે કહેલી વાતોમાં ઘણી સાચી છે. પણ ભાવનાવાદે 'માયા' સરજી અને વાસ્તવવાદે 'માયાવી રૂપો' સરજ્યાં એટલે શું? માયા એટલે તો મિથ્યા, અસત્ય. બન્નેમાં અહીં ફરક શો પડયો? માયાનાં રૂપો સરજ્યા વિના માયા સરજી શકાય? આવાં કથનો, દૃષ્ટાન્તો સાથે આવતાં હોય તો કંઈક પણ સ્પષ્ટ થાય. દૃષ્ટાન્ત વિના, અવતરણ વિના, કેવળ સામાન્ય ભાષામાં લખવાનું આ એક ભયસ્થાન છે.

કોઈ કોઈ જગાએ લાંબાં વાકયો લખવા જતાં, શબ્દોનો સંબંધ વીસરાઇ વ્યાકરણદોષો થયા છે.

તોપો વિષેની છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક શોધ એવી થાય કે એને એક ગોળે દસ હજાર માણસ ઉરાડી શકાય, તો અનિવાર્ય રીતે જ એક બીજી પરિસ્થિતિએ જન્મ લેવો રહ્યો; અને તે એવી રીતે ઉરાડી શકાય માટે દસ હજાર માણસો ભેગા કરવાનો.........

'બીજી પરિસ્થિતિએ જન્મ લેવો રહ્યો' 'અને તે પરિસ્થિતિ દસ હજાર માણસો ભેગાં કરવાની' એમ જોઈએ. પણ આવી સરતચૂક

બહુ ઓછી જગાએ થઈ છે. અને કંઈ બહુ મહત્ત્વની નથી. કોઈ જગાએ ઉતારેલાં અવતરણો સંબંધ વિનાનાં છે. જેમ કે "સઘળા ધર્મો માનવધર્મ શીખવા માટે છે." એ વાક્ય આગળ નિશાની કરી "To do good is more pleasing than to receive good" વાક્ય ઉતાર્યું છે પણ એ વાક્યમાં અવતરણ મૂકવા જેવો સંબંધ નથી.

પૃ. ૧૫૧મે લખેલું છે: "પણ કલાકારે કલાનો ધાર્મિક વિકાસ, હેગલ કહે છે એ શબ્દોમાં–In art the idea was present for perception in religion it is present for conception– સમજવો જોઈએ." અંગ્રેજીનું ગુજરાતી કર્યું નથી. પણ અંગ્રેજી સમજનાર પણ આમાં શ્રી ધૂમકેતુ શું કહેવા માગે છે તે ભાગ્યે જ સમજી શકશે! આ વાક્યમાં હેગલે કલાના ધાર્મિક વિકાસ વિશે કશું કહ્યું જ નથી. કલામાં ભાવનાનો પ્રત્યક્ષ સંસ્કાર ( perception ) થાય છે, ધર્મમાં ભાવના બુદ્ધિગ્રહણ (conception) માટે રજુ થાય છે. આમાં કલાનો ધાર્મિક વિકાસ ક્યાં આવ્યો? અને કલાનો ધાર્મિક વિકાસ એ પદનો શ્રી ધૂમકેતુ શો અર્થ કરે છે? આ વાક્યોથી વાચકને એ શું કહેવા માગે છે? ૧૫૩મા પાના પર પણ એમ અંગ્રેજી વાક્ય અર્થ કે ભાવાર્થ આપ્યા વિના મૂકી દીધું છે. આ પદ્ધતિ એકંદર ભ્રામક છે અને જુવાન વાચકને શિથિલ રીતે વિચાર કરવાની ટેવ પાડે એવી છે.

શ્રી. ધૂમકેતુએ કોઈ કોઈ જગાએ શબ્દોનો જે અર્થ કર્યો છે તે વધારે સ્પષ્ટીકરણ માગે છે. "વાસ્તવવાદ અને ભાવનાવાદ" ના નિબંધમા. પૃ. ૯૫ મે તેઓ કહે છે. "બુદ્ધિશાળીઓને અને પ્રત્યક્ષવાદીઓને 'જ્યાં કાંઇ જ નથી' એવી ખાતરી હોય છે, ત્યાં એવા 'કાંઈ જ નથી' માં 'કાંઈક છે' એ અનુભવવાની શક્તિ સઘળાને મળેલી હોતી નથી. એ શકિતને સામાન્ય અર્થમાં 'સમાધિ' કહી શકાય." આગળ જતાં કહે છે: "દંડીએ 'કાવ્યાદર્શ'માં સમાધિને કાવ્યનો મુખ્ય ગુણ ગણ્યો છે:

**तदेतत्काव्यसर्वस्वं समाधिर्नाम यो गुणः ।**
**कविसार्थः समग्रोऽपि तमेनमुपजीवति ॥"**

અહીં અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. દંડી 'સમાધિ' શબ્દ કયા અર્થમાં વાપરે છે? એ અર્થમાંથી શ્રી. ધૂમકેતુનો ઇષ્ટ અર્થ કઈ રીતે નીકળી શકે? શ્રી. ધૂમકેતુ જે અર્થ કાઢવા માગે છે તે કાવ્યનો ગુણ ગણી શકાશે? આ બાબત સ્પષ્ટ કર્યા વિનાનો 'સમાધિ' શબ્દનો પ્રયોગ કેવળ વિચારગોટાળો ઉત્પન્ન કરે છે. આમ કહેવાથી, વાચક દંડીના 'સમાધિ' શબ્દનો, અને કાવ્યના ગુણનો, કશો જ અર્થ સમજી શકવાનો નથી એટલું જ નહિ, પણ દંડીના અવતરણથી શ્રી. ધૂમકેતુનું વક્તવ્ય જરા પણ વધારે સ્ફુટ થવાનું નથી. બહુ બહુ તો વાચકને 'દંડી' અને 'સમાધિ' એ શબ્દો આવડશે, અને 'સમાધિ' શબ્દને દંડીને નામે ગમ તે અર્થમાં વાપરવા તે લલચાશે.

અત્યારના જુવાન વાચકની વિચારણાનું મોટામાં મોટું ભયસ્થાન અવૈશદ્ય છે. તેને વેગ અને ઝગારાનો મોહ થયો છે, અને તેમાં તે પોતાની અસ્પષ્ટતા પારખી શકતો નથી. શ્રી. ધૂમકેતુ જેવા વિશાળ વાચનવાળા લેખક આ ભયસ્થાનથી વાચકોને બચાવીને ધારે તો ઘણું કહી શકે.

આ પુસ્તકમાં શ્રી. ધૂમકેતુએ ઘણા ઉપયોગી, રસિક અને વિચારપ્રેરક વિષયો ચર્ચ્યા છે. તેમની શૈલી અસરકારક છે. તેઓ પ્રશંસા અને તિરસ્કાર બન્ને સખત ભાષામાં બતાવે છે. પણ ઘણી જગાએ વસ્તુની પ્રશસ્તિમાં કે અમુક ખરા કે કલ્પિત અભિપ્રાયના તિરસ્કારમાં ચાલ્યાં જવાને બદલે વિષયની ગહનતામાં ઊતર્યા હોત તો તે વિષયની ચર્ચાને વધારે ઉપકારક થાત. પણ તેમણે જે કહ્યું છે તે પણ વિચારવા યોગ્ય છે. તેમનું વિશાળ વાચન વાચકને જરૂર પ્રેરણાજનક થશે. આ પુસ્તક માત્ર કાવ્યવિવેચકોને જ નહિ પણ સર્વ વાચકોને વાચનયોગ્ય છે. ખાનગી જાહેર પુસ્તકશાળાઓ તેમ જ શિક્ષણ સંસ્થાઓએ પણ સંગ્રરવાયોગ્ય છે તેમાં અમને શંકા નથી.

વૈશાખ ૧૯૯૪.

# શબ્દસૂચી

[ વ્યક્તિઓનાં વિશેષ નામોનો પહેલો અક્ષર જાડો કર્યો છે, અને પુસ્તકોનાં નામોની બન્ને બાજુ એકવડાં અવતરણચિહ્નો કરેલાં છે. ]

## અંગ્રેજી શબ્દોની સૂચી



